:: વર્ષ ૧ લું :: :: પુસ્તક ૧ લું ::

શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા
હાઇસ્કુલ ગ્રન્થાવલિ મહેમદાવાદ.

# કવિ–કીર્તિ



:: સંપાદક ::

**મણીભાઇ ભુલાભાઈ પટેલ**
બી. એ., બી. ટી.
હેડમાસ્તર
સોનાવાલા હાઇસ્કુલ,
મહેમદાવાદ.

કિંમત ૧૦-૪-૦

# સંસ્મરણ

" પ્રાણી માત્ર દિલે દિલે વસી રહી, જે માર્ગ દર્શી બને,
બ્રહ્મા, વિષ્ણુ, મહેશનીય મતિની, જે કાર્ય દક્ષા બને;
પ્રૌઢા, ધીર, કવીશ્વરો વિભવતા, જેની કૃપાથી જગે,
એવી દેવિ સરસ્વતિ ભગવતિ ! દે, દે, કૃપા તું મને."

વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ, હર્ષ આદિ મહાકવિઓ પોતાના જીવન અને કવનથી પોતાની પાછળ અમરકીર્તિ મૂકી ગયા છે. સરસ્વતીના એ લાડીલાઓની અમરકીર્તિનું યથામતિ યત્કિંચિત્ સંસ્મરણ રાખવા માટે આ પુસ્તકનું નામ કવિ-કીર્તિ રાખવામાં આવ્યું છે.

ઐચ્છિક વિષય ગુજરાતી લઇ, Thesis વડે M. A. ની પરીક્ષા પસાર કરવાનો મારો વિચાર હતો. એ વિચાર બર લાવવા માટે મેં કેટલાક લેખો લખ્યા હતા. એમાંના પ્રથમ પાંચ લેખનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. જે જે પુસ્તકોના કર્તાઓના પુસ્તકમાંથી ઊતારા લીધા છે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

જે શાળાએ પંદર પંદર વર્ષ સુધી મને આશ્રય આપી મારા જીવનનો વિકાસ કર્યો છે, તે શાળાની ગ્રંથાવલિની યોજના વડે સેવા કરવાનો મને મોંઘેરો પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેથી હું મારૂં જીવન કૃતાર્થ થયું સમજું છું.

ગ્રંથાવલિની યોજના ઘડવામાં અમારી શાળાના સંસ્કૃતના સિનિયર શિક્ષક મી. કાશીભાઇ વિ. પટેલ બી. એ. એલ.એલ. બી., તથા વ્યાયામના શિક્ષક મી. રતીલાલ પી. જોશી મેટ્રિક એસ. ટી. સી. પી. ટી. એ જે મદદ કરી છે તેથી હું તેમનો આભાર માનું છું. ગ્રંથાવલિની યોજનાનુસાર પ્રગટ થતા પ્રથમ પુસ્તક " કવિ-કીર્તિ "ની અઢીસો નકલ પૈકે

પોતાના પુસ્તકાલયનાં તેટલીજ કિંમતનાં પુસ્તકો ટ્રાન્સફર કરી આપવાનું સુરતવાળા મેસર્સ હરિહર પુસ્તકાલયે જે વચન આપ્યું છે તેથી અત્રે તેમનો આભાર માનવા ચૂકવું જોઇએ નહિ એ હું મારૂં કર્તવ્ય સમજું છું. તેવીજ રીતે સુરતવાવાળા મેસર્સ વિનોદરાયની કું. તરફથી આ મહા યુદ્ધના સમયમાં કાગળના ભાવ જ્યાં રોજ બરોજ ચઢેજ જતા હતા તેની પરવા નહિ કરીને સસ્તા ભાવે અમને કાગળો આપ્યા તેથી તેમના ઉપકારની નોંધ લેવાનું મારૂં બીજું કર્તવ્ય સમજું છું. તેવીજ રીતે રીતે મોંઘવારીના ભાવમાં કમાઇ લેવાની ઓછી આશા રાખ્યાને નડીઆદના શ્રી મહાલક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસના માલિક શ્રીમાન સોમાભાઇ લલ્લુભાઈ દેસાઇએ સસ્તા દરે પુસ્તક છાપી આપવાની જે ઉદારતા દર્શાવી છે એ માટે એમનો સહૃદય આભાર સ્વીકારવો એ મારૂં ત્રીજું કર્તવ્ય સમજું છું.

ગમે તેવી સંગીન યોજના હોય પણ નાણાંના સંગીન ટેકા સિવાય એ યોજના તૂટી પડે છે. એ તૂટી પડતી યોજનાને, નાણાંનો સંગીન ફાળો આપી ટકાવી રાખનાર ઉદારાત્મા સદ્દગ્રહસ્થોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું, અને તેમાંય નીચે જણાવેલા ઉદારાત્માઓનો તો હું સદાનો ઋણી છું.

શેઠશ્રી રાજરત્ન રમણલાલ કેશવલાલ દાતાર પેટલાદ, શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ વિક્રમ મીલ્સ અમદાવાદ, શેઠશ્રી ત્રીકમલાલ ભોગીલાલ ધી ન્યુ કોમરશીયલ મીલ્સ કું. લીમીટેડ અમદાવાદ, શેઠશ્રી નન્દદાસ હરિદાસ વસન્ત ભુવન અમદાવાદ, શેઠશ્રી મદનમોહન મંગળદાસ અમદાવાદ, શેઠશ્રી રસીકલાલ ચીમનલાલ નગરી નગરી મીલ્સ અમદાવાદ, શ્રીમાન ચીમનલાલ ભોગીલાલ દેસાઇ બી. એ.—મેનેજર ધી ન્યુ ઇંગ્લીશ સ્કુલ, અમદાવાદ, શ્રીમાન ચંદુલાલ ગોકળદાસ શાહ જાવાવાળા. શ્રીમાન મથુરભાઈ પ્રેમચંદ શાહ જ્યેએલરી માર્ટ કલકત્તા મારા મિત્ર શ્રીમાન

કે. એમ. ગાંધી બી એ., બાર-એટ-લૉ (લંડન) તથા અમારી શાળાના માજી સાયન્સ શિક્ષક શ્રીમાન નરસિંહભાઇ ફુલાભાઇ પટેલ બી. એસ. સી. ડભાણ.

અમારી યોજનાને અપનાવી લઇ જેવી રીતે આ ઉદારાત્માઓ આ વર્ષે મદદ કરી છે તેવીજ રીતે પ્રતિ વર્ષે મદદ કરી અગર તો બની શકે તો તેથીય વધુ મદદ કરી અમારી યોજનાને કાયમનું સ્વરૂપ આપે એવી હું મારા તરફથી, મારા શિક્ષક બંધુઓ તરફથી, અને હાઇસ્કુલમાં ભણી ગયેલા અને ભણતા વિદ્યાર્થીઓ તરફથી તેમને પુનઃ પુનઃ અભ્યર્થના કરૂં છું.

સરસ્વતીના કાર્યમાં અમારી સ્કુલના સ્થાપક દાનવીર શેઠશ્રી ગોરધનદાસ પુરૂષોતમદાસ સોનાવાલાની માફક એમની પારમાર્થિક બુદ્ધિ સતેજ રાખી, એમને હેમ ક્ષેમ રાખે એવી મારી મહાન પ્રભ્યુ પ્રત્યે અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે.

| | |
|---|---|
| વિક્રમ સંવત ૧૯૯૭ના<br>અષાડ સુદ સાતમને<br>મંગળવાર<br>તા. ૧-૭-૧૯૪૧ | **મણીભાઇ ભુલાભાઈ પટેલ.**<br>બી. એ., બી. ટી.<br>હેડમાસ્તર શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ<br>સોનાવાલા હાઇસ્કુલ, મહેમદાવાદ. |

# કવિ—કીર્તિ

## અનુક્રમણિકા


| | | પાન |
|---|---|---|
| ૧ | કવિ કોણ હોઈ શકે | ૧ થી ૬ |
| ૨ | આદ્યકવિ વાલ્મીકિ અને રામાયણ | ૭ થી ૩૦ |
| ૩ | કવિ કુલગુરૂ કાલિદાસ અને વિક્રમોર્વશીય | ૩૧ થી ૬૯ |
| ૪ | મહાકવિ ભવભૂતિ અને ઉત્તરરામ ચરિત | ૭૦ થી ૧૦૮ |
| ૫ | હર્ષવર્ધન અને તેની રત્નાવલી નાટિકા | ૧૦૯ થી ૧૩૫ |
| ૬ | સોનાવાલા હાઇસ્કુલનો ઇતિહાસ | ૧૩૬ થી ૧૩૮ |
| ૭ | ગ્રંથાવલિની યોજના | ૧૩૯ થી ૧૪૦ |
| ૮ | કેટલાક અભિપ્રાયો | ૧૪૧ થી ૧૪૫ |
| ૯ | મદદ કરનાર સદ્દગૃહસ્થોની નામાવલિ | ૧૪૬ થી ૧૪૯ |
| ૧૦ | સને ૧૯૪૧નું સોનાવાલા હાઈસ્કુલનું મેટ્રિકનું રીઝલ્ટ | ૧૪૯ |
| ૧૧ | આવક—જાવકનો હિસાબ | ૧૫૦ |




# અર્પણપત્રિકા



જે
વિભુના વિધાનને
માન આપી પ્રબળ પુરૂષાર્થ
વડે પોતાનું જીવન ઘડે છે; જે જ્ઞાન
ભક્તિ, પ્રેમ અને વિરાગ એક સામટાં જીવનમાં
સોહાવી શકે છે: જેમણે કેળવણીના કાર્યમાં સાથ આપી
અનેકનું કલ્યાણ કર્યું છે ને જે કલ્યાણ કર્યેજ જાય છે,
જે સાહિત્ય ને વિદ્યાને પોષી શકે છે–પોષાવી શકે છે: જે વિદ્યાર્થી-
ઓની ચારિત્ર્ય શુદ્ધિની મહત્તા ઝંખે છે; જેમણે પોતાના કાકાના
દીકરા શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલાના પૂનીત
સ્મરણાર્થે રૂપીઆ પચાસ હજારની ઉદાર સખાવતથી
મહેમદાવાદમાં હાઇસ્કુલને માટે એક ભવ્ય અને
આલીશાન મકાન બંધાવ્યું છે, અને મહેમદાવાદ
મ્યુનિસિપાલિટિને તે સમર્પણ કર્યું છે: તે
મુંબાઈના શ્રી નારણદાસ મનોરદાસ
સોનાવાલાની પેઢીના મેવાડા જ્ઞાતિના
ધર્મ ધુરંધર શેઠશ્રી ગોરધનદાસ
પુરૂષોત્તમદાસ સોનાવાલાને
ભક્તિભાવથી સપ્રેમ
સમર્પણ.

મહેમદાવાદ.
તા. ૧–૯–૧૯૪૧

મણીભાઇ ભુલાભાઇ પટેલ
બી. એ. બી. ટી.
હેડ માસ્તર,
શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ
સોનાવાલા હાઇસ્કુલ મહેમદાવાદ.



રૂપીઆ પચાસ હજારની ઉદાર સખાવતથી મહેમદાવાદમાં શેઠશ્રી
જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલાના પૂનીત સ્મરણાર્થે
હાઇસ્કુલનું ભવ્ય મકાન બંધાવનાર દાનવીર
**શેઠશ્રી ગોરધનદાસ પુરૂષોત્તમદાસ સોનાવાલા મુંબાઇ.**





શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઇસ્કુલના મકાનનો આગળના ભાગનો દેખાવ. મહેમદાવાદ.

# કવિ કોણ હોઈ શકે?

## શિક્ષક અને કવિઃ—

આજકાલ યુનિવર્સિટિની પરિક્ષા પાસ કરેલા કોઇ એક મેટ્રિક અગર તો ગ્રેજ્યુટના મનમાં કોઈપણ ધંધો ન જડવાથી જેમ શિક્ષક થવાના કોડ જાગે છે, તેમજ થોડુંક સાહિત્ય અને થોડાંક કાવ્યોનું અધકચરીયું જ્ઞાન મેળવેલા કોઇએક યુવાનના મનમાં સાહિત્યની કોઇપણ દિશા ન જડવાથી કવિ થવાના કોડ જાગે છે. જીવન નિર્વાહનું કોઈપણ સાધન ન મળવાથી કર્મસંજોગે બની બેઠેલા શિક્ષકના મનમાં જેમ શિષ્યનું કે શાળાનું હિત કરવાની ભાવના હોતી નથી, તેમજ પ્રાસાનુપ્રાસથી જોડકણાં મેળવી કર્મસંજોગે કાવ્યસૃષ્ટિમાં કવિ તરીકેનો ખિતાબ મેળવનારના મનમાં ખરા કવિની ભાવના હોતી નથી. જેમ બની બેઠેલો શિક્ષક ભાવ કરતાં દેખાવ કરવામાં વધારે શુરો હોય છે તેમજ બની બેઠેલો કવિ ભાવ કરતાં છંદને કાવ્યનાં ચોકઠાં બાંધવામાં વધારે શુરો હોય છે. આ ઉપરથી એમ કહેવાનું નથી કે શિક્ષક કે કવિમાં દેખાવ ન જોઇએ તેમનામાં દેખાવ તો જોઇએજ પણ દેખાવ કરતાં ભાવ વિશેષ જોઇએ. બન્નેમાં આર્ષદૃષ્ટિ જોઇએ, મનની માલિકી જોઇએ, વિશ્વ પ્રેમ જોઇએ, આત્મનિષ્ટા જોઇએ, યથાર્થ ભાષિત્વ જોઇએ અને સૌથી વિશેષ તો ચારિત્ર્ય વિશુદ્ધિ જોઇએ, શિક્ષક કરતાંય કવિમાં ચારિત્ર્ય વિશુદ્ધિ વિશેશ જોઇએ કારણકે લોકપ્રથાને પલટાવી નાખવાની તેનામાં વિશેષ શકિત હોવી જોઇએ ચારિત્ર્ય વિશુદ્ધિ વિના લોકપ્રથા પલટાવી શકાતી નથી. શિક્ષક અને કવિમાં એક મહાન તફાવત પણ છે. દરેક શિક્ષક કવિ થઈ શકતો નથી પરંતુ દરેક કવિ શિક્ષક થઈ શકે છે.

## અર્વાચીન અને પ્રાચીન કવિ:—

વિશ્વ સાહિત્યની કોઈપણ ભાષા લઇએ તો તેમાં તારાની માફક પ્રકાશતા, ઘડીક ઝબુકીને બંધ થઇ જતા ઘણાય કવિઓ માલુમ પડશે પરંતુ સૂર્ય-ચંદ્રની માફક નક્ષત્ર ગણને ઉજવળતા કવિઓ તો આંગળીને વેઢે ગણી શકાય તેટલાજ હશે. અંગ્રેજી ભાષામાં સેંકડો કવિઓ થઇ ગયા છે. પરંતુ Shakespeare, Milton, Wordsworth કે Tennyson જેવા તો થોડાકજ છે સંસ્કૃત ભાષામાં પણ મહાકવિની ઉપમા પામેલા કાલિદાસ, ભવભૂતિ, બાણ, હર્ષ વિગેરે તો વિરલ જ છે. ગુજરાતી ભાષામાં પણ અનેક નવાનવા કવિઓ થાય છે પરંતુ પ્રેમાનંદના પેંગડામાં પગ મૂકે તેવો હજી કોઇ થયો નથી; નરસિંહનું આત્મજ્ઞાન, મીરાંનો પ્રેમભાવ, દયારામનો ભક્તિશૃંગાર દર્શાવતો હજી કોઇ દીઠો નથી, દલપતરામની સાદી ભાષાવાળો થવા જાય છે પણ અનેક વિધવૃત્તિ તેનામાં આવી શકતી નથી; ભ્રાતૃપ્રેમ કે માતૃપ્રેમ તે બતાવી શકે છે પરંતુ નર્મદાશંકરનો જુસ્સો કે ખબરદારની ભાવભીની લાગણી તે દર્શાવી શકતો નથી; બાલારામ કે કલાપિનું સુરીતત્વ, કાન્તનો પ્રણવભાવ, નરસિંહરાવની પ્રકૃતિભક્તિ કે કુદરત સાન્નિધ્ય કે ન્હાનાલાલના પ્રભુતા-ભર્યા ભાવ તે ઉત્પન્ન કરી શકતો નથી, કારણ કે અર્વાચીનની અતિ ધગશમાં તે પ્રાચીનને ભૂલી જાય છે. જે અર્વાચીન પ્રાચીનની પ્રભુતા ઉપર રચાયું નથી તે અર્વાચીન ટકી શકતું નથી. અર્વાચીન કવિઓમાં પ્રાચીન કવિઓના ગુણ નથી માટે જ તે મોળા પડે છે. કવિ થવામાં કેટલાક ગુણો ઘણાજ આવશ્યક છે.

## કવિ એટલે મનનો રાજાઃ—

કવિ મનનો વિજેતા હોવો જોઇએ. જે પોતાનું મન જીતતો નથી તે ઇશ્વરની સૃષ્ટિનું રહસ્ય સમજી શકતો નથી. ઈશ્વર મહાન કવિ છે અને સૃષ્ટિ તેનું કાવ્ય છે. કવિ થવા ઇચ્છનારે આ મહાન કવિ અને તેની કૃતિ–સૃષ્ટિનો યથાર્થ ખ્યાલ રાખવો જોઇએ. જ્યાં સુધી મન કાબૂમાં નથી, ત્યાં સુધી રાગદ્વેષ શાંત પડતા નથી, જ્યાં સુધી રાગદ્વેષ શાંત પડતા નથી ત્યાં સુધી માણસ ઇન્દ્રિયોનો ગુલામ જ રહેવાનો. ઇન્દ્રિયોના ગુલામને ઈશ્વરની સૃષ્ટિ, ઇશ્વરનું અગાધ કાવ્ય શી રીતે દેખાય? તે બિચારો તુચ્છ વિષય સુખમાં જ ગોથાં ખાયા કરવાનો. ઈશ્વરની સૃષ્ટિ વિષયસુખની પેલી પાર છે. એ પેલી પારની સૃષ્ટિનું દર્શન પામ્યા વિના કવિ ન થવાય. સુરદાસની આંખો તેની ઇચ્છા વિરૂદ્ધ વિષયો તરફ દોડતી હતી. એ આંખો ફોડીને જયારે એ આંધળો બન્યો, ત્યારે તેને કાવ્યનું દર્શન થયું બાળક ધ્રુવે તપશ્ચર્યા કરીને ઇન્દ્રિયો મારી નાખી, ત્યારે પરમેશ્વરે પોતાના કાવ્યમય શંખથી તેના ગાલને સ્પર્શ કર્યો. તેની સાથેજ એ અજ્ઞાન બાળકના મોઢામાંથી સાક્ષાત્ વેદવાણીના રહસ્યને પ્રગટ કરનારૂં કાવ્ય બહાર પડયું. તુકારામે જયારે શરીર ઇન્દ્રિયો તથા મનનો પુરેપુરો ભંગ કર્યો, ત્યારેજ મહારાષ્ટ્રને તેની અભંગવાણીનો લાભ થયો. મનોનિગ્રહના પ્રયત્નમાં શરીર ઉપર કીડીઓના રાફડા રચાયા, ત્યારેજ તેમાંથી આદિ કાવ્યનો ઉદય થયો. અત્યારે આપણે ઇન્દ્રિયોની સેવા કરનારા ગુલામો બન્યા છીએ, તેથી આપણામાં કવિઓ નથી.

## કવિ એટલે વિશ્વપ્રેમી વીરઃ—

કવિમાં સૃષ્ટિની તમામ નદીઓને પોતાના અગાધ ઉદરમાં સમાવી લેવાની સાગરના જેવી ઉદારતા હોવી જોઇએ. એવી ઉદારતા પ્રાપ્ત

કરવાને માટે એનામાં વ્યાપકબુદ્ધિ હોવી જોઇએ. એવી વ્યાપકબુદ્ધિવાળો કવિ જ પત્થરમાં દેવનાં દર્શન કરે છે. પત્થરમાં દેવનાં દર્શન કરવાં એ કાવ્યનું કામ છે પછી તેને કાવ્ય કહો કે ભકિતમય ભાવનાનો વિરામ કહો. વ્યાપક પ્રેમ સિવાય વ્યાપકબુદ્ધિ સ્થિર થઈ શકતી નથી. એવા વ્યાપકપ્રેમથી સ્થિર થયેલી વ્યાપકબુદ્ધિને અંગે જ પાડાના ખરાડામાં સંત જ્ઞાનેશ્વર વેદ શ્રવણ કરી શકયા તેથી જ તે કવિ કહેવાયા. એવા વ્યાપક પ્રેમથી રંગાઇને જ નરસિંહ મહેતાએ અછુતોનો ઉદ્ધાર કર્યો ને વૈષ્ણવ જન તો એને કહીએ જે પીડ પરાઈ જાણે રે, પરદુઃખે ઉપકાર કરે ને મન અભિમાન ન આણે રે વાળું ભજન ભાવના ભરી રીતે જીવનમાં ઉતાર્યું તેથી જ તે કાવ્ય થયું એવાજ વ્યાપક પ્રેમથી રંગા-ઇને નરસિંહના પુત્ર શામળે માંડલિક રાજાના કુંવરની માંદગી ટાળવા નવશા સ્થીતીમાં લગ્નની પહેલી જ રાત્રિએ પોતાના દેહનું બળીદાન આપ્યું, અને તેની નવોઢા પત્નીએ તેને હસતે મુખે વિદાય આપી. કવિમાં આવી પ્રેમભરી વૃત્તિ હોવી જોઇએ. એવી પ્રેમભરી વૃત્તિના રંગથી રંગાઇને જ જયારે કવિ સૃષ્ટિ તરફ જુએ છે ત્યારે તેનું હૃદય સૃષ્ટિના અને સૃષ્ટિના જડ-ચેતન પદાર્થોના દર્શનથી નાચી ઉઠે છે અને તેના હૃદયમાંથી કાવ્યનો અખંડ ધોધ વહેવા માંડે છે. અત્યારે આપણામાં એવો વ્યાપક પ્રેમ નથી, એવી ઉદાર બુદ્ધિ નથી તેથી આપણામાં કાવ્ય સ્ફુરતું નથી.

## કવિ એટલે આત્મનિષ્ટ યોગી:—

કવિ એ સકળ સૃષ્ટિને આત્મ પ્રેમથી સાંકળી લેવી જોઈએ. તેમજ અખીલ આલમના વૈભવથી પોતાના આત્માને સજાવતાં તેને આવડવું જોઇએ. વિશ્વનો પ્રત્યેક પદાર્થમાં તેને આત્મદર્શન થવું જોઇએ તેની

સાથે સાથે જ પોતાના આત્મામાં વિશ્વનો પ્રત્યેક પદાર્થ અનુભવતાં આવડવું જોઇએ. વિશ્વ આત્મરૂપ છે એટલુંજ નહિ પણ આત્માવિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઇએ.:અખો કહે છે તેમ હરિમાં જગ જગમાં હરિ એમ પ્રત્યક્ષ થવું જોઈએ. કવિ વિશ્વ સમ્રાટ કહેવાય છે કારણ કે તે હૃદય સમ્રાટ હોય છે

## કવિ એટલે સત્યનો સોહાગઃ—

કવિએ લોકહૃદયને સત્ય સ્વરૂપમાં મૂકવું જોઇએ સત્યથી પવિત્ર બનેલી વાણીમાં અમોઘ વીર્ય પેદા થાય છે. 'સત્ય હોય એજ બોલવું' એવા નૈષ્ઠિક સત્યાચરણમાંથી જે બોલવામાં આવશે તે સત્ય થશે એવું અદ્‌ભૂત્ સામર્થ્ય પ્રગટ થાય છે. 'ઋષિઓ પ્રથમ બોલી જતા અને પાછળથી તેમાં અર્થ દાખલ થતો," એવું ભવભૂતિએ ઋષિઓના કાવ્ય-કૌશલનું વર્ણન કર્યું છે. જવલંત સત્ય નિષ્ઠામાથી કાવ્યનો જન્મ થાય છે. વાલ્મીકિએ પ્રથમ રામાયણ રચ્યું, પાછળથી રામે તેનું આચરણ કર્યું. વાલ્મીકિ સત્યમૂર્તિ હતા તેથી રામને તેમનું કાવ્ય ખરૂં કરવું પડયું. યથાર્થ વર્ણન કરવાની શકિત એ એક જાતની સિદ્ધિ છે. કવિ વાચાસિદ્ધ હોય છે કારણ કે તે વાચા શુદ્ધ હોય છે. આપણી વાચા શુદ્ધ નથી. આપણને અસત્ય ખપે છે એટલુંજ નહિ પણ સત્ય ખૂંચે છે એવી આપણી દીન હીન દશા છે તેથી આપણામાં કવિ પાકતો નથી.

## કવિ એટલે આર્ષદૃષ્ટાઃ—

કવિની દૃષ્ટિ શાશ્વત કાળ ઉપર હોવી જોઇએ શાશ્વત કાળ ઉપર નજર હોયા વિના ભાવિનો ઉકેલ થતો નથી. વિષયભ્રસ્ત બુદ્ધિને લીધે

આપણાથી ઘેરાયલા હરણની માફક આગળના અવકાશ કે કાળ તરફ જોવાતું નથી. " કાલ કોણે દીઠી છે ? " " આજ જે મળે તે ભોગવી લ્યો " આવી ભય ભરેલી મનોદશાની સ્થીતિમાં કાવ્યને અવકાશ કે ફુરસદ ન જ હોય.

જેવી રીતે ખટપટી અને સ્વાર્થ સાધુ રાજપુરૂષોથી રાજ્યનું તંત્ર બગડે છે, ખટપટી અને સ્વાર્થ સાધુ શિક્ષકોથી શાળાનું તંત્ર બગડે છે, તેવીજ રીતે ખટપટી અને સ્વાર્થ સાધુ કહેવાતા કવિઓથી કલમ અને કાવ્ય બગડે છે, પ્રભુ એવાથી સદા અળગો જ રહે છે. જેમ અખો કહે છે તેમઃ–

**"પ્રપંચ પારે રહે છે રામ, સદા સર્વદા ન્યારૂં ધામ.**
**પ્રપંચ પાર પરમેશ્વર રહે, કો ગુણના કૃતને સાચાં કહે"**

વિક્રમ સંવત ૧૯૯૭ ના
જેઠ સુદ બીજ બુધવાર
તા. ૨૮–૫–૧૯૪૧

**મણીભાઇ ભુલાભાઇ પટેલ**
બી. એ. બી ટી.
હેડમાસ્તર શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ
સોનાવાલા હાઇસ્કુલ, **અહેમદાવાદ**

# આદ્યકવિ વાલ્મીકિ અને રામાયણ.

**વાલ્મીકિ કવિ આદ્ય જે થઇ ગયા સુકાન વેદાન્તના**
**ભક્તિ જ્ઞાન વિરાગના અધીપતિ ને સાર સંસારના;**
**શ્રી રામાયણ કાવ્યના સૃજકને કલ્યાણ દાતા જગે,**
**કાલિદાસ શ્રી કંઠના વિભવજે વન્દુ મહા વાલ્મીકે !**

**રામાયણનું મહત્વઃ—**

રામ નામથી પત્થર તર્યા તો માનવ ન તરે? સીતા નામથી તેર્થ પણ પવિત્ર થયાં તો પ્રાણી ન થાય? લક્ષ્મણ નામથી બ્રહ્મચર્ય અને સંયમનો મહિમા કોણ ન જાણે? ભરતની અવિરત ભકિત અને શત્રુઘ્નનું અરિદલન કોનાથી અજાણ્યું છે? દશેન્દ્રિયોને કાબુમાં રાખી આત્મારૂપી રામમાં મનને રત કરનાર દશરથ કોની ઉપર વિજય ન મેળવે? આ જરના ઝેરી જમાનામાં દશરથ રાજાની પ્રણાલિકા– 'રઘુકુલ રીતિ સદા ચલિ આઇ, પ્રાણ જાય અરૂ બચન ન જાઈ' પ્રમાણે વર્ત-નારનો સંસાર શું તૂટી જાય? કૌશલ્ય અને કલ્યાણની મૂર્તિ કૌશલ્યાના નામથી કોણ સાવધાનતાના પાઠ ન શીખે? વિશ્વ પ્રત્યે મિત્રતાનો ભાવ પ્રગટાવનાર સુમિત્રાથી કોણ અણજાણ રહે? આવા પરમ પવિત્ર સુખી કુટુંબમાં કામ, ક્રોધ, લોભ, મોહાદિકના માર્ગે વળેલી કૈકેયીના નામ માત્રથી કોણ ત્રાસી ન ઉઠે? આમ રામાયણનું એકે એક પાત્ર પોત-પોતાની યોગ્ય ભૂમિકા ભજવી વિશ્વની રંગભૂમિ ઉપર અહોનિશ પાઠ કર્યેજ જાય છે. અરે તેથીએ આગળ વધી હર પળે મનુષ્યના જીવનમાં

રામાયણ જ રમી રહ્યું છે એજ એની અજર અમર કાર્કિદીનો પુરાવો છે. એને અંગેજ રામાયણ હિંદુ સંસ્કૃતિનો અજબ, અનોખો ગ્રંથ છે; એને અંગેજ પરદેશી ધુસરથી સર્વસ્વનો નાશ થતાંય ભારતવાસીઓ નિ:સત્વ નથી બન્યા; એને અંગેજ ભારતવાસીઓ સ્વાર્થ પરાયણતાનો દોષ દૂર કરતાં શીખ્યા છે; અને એને અંગેજ વિશ્વના કોઇપણ ધર્મગ્રન્થ કરતાં એની મહત્તા વિશેષ છે. તેથીજ સંત તુલસીદાસજી કહે છે તેમ:–

**प्रीति करे रामायण माहीं तेही सम भाग्यवंत कोउ नाहीं ।**

Surely Ramayan is:—

The song of courage, heart and will,
The song of lovers, saints, family country and hill,
For men and sorrows far and wide,
Who watch the world with pity and pride
And warm to all mankind.

જ્યારે રામાયણનું આટલું મહત્વ છે, ત્યારે તેના રચનાર આદ્યકવિ વાલ્મીકિનું મહત્વ કેટલું હશે? તે માટે આપણે તેમનું જીવન અને જીવનવિદ્યા ન જાણવાં જોઇએ.

**વાલ્મીકિનું જીવન:—**

પૂર્વાશ્રમમાં વાલ્મીકિ એક લૂંટારા હતા, માનવ જાતના કાળ હતા, મહાકાળ હતા. માનવ મારવું ને માંખ મારવી તેમને મન બરાબર હતું. લૂંટફાટમાંથી એ એમના કુટુંબ કબીલાનું પાલન પોષણ કરતા હતા. એક દિવસ મહામુનિ નારદ એ લૂંટારાના પંઝામાં સપડાયા. લૂંટારાએ

એમને લૂંટવાને અને મારી નાંખવાને શસ્ત્ર ઉગામ્યાં. નારદને એના હીણા કર્તવ્ય ઉપર અને અધમ જીવન ઉપર દયા આવી અને એમણે પૂછયું:—

નારદ:— તું મને શા માટે લૂંટે છે?

લૂંટારો:— મારા કુટુંબનું પોષણ કરવા.

નારદ:— તું માનવીને શા માટે મારે છે?

લૂંટારો:— મારા કુટુંબનું પોષણ કરવા.

નારદ:— લૂંટ અને માનવને મારી નાંખવાં એ પાપ, મહાપાપ કહેવાય. તું આવાં પાપ, મહાપાપ શા માટે કરે છે?

લૂંટારો:— મારા કુટુંબનું પોષણ કરવા.

નારદ:— શું તારા કુટુંબનાં માણસો પણ તારા પાપમાં ભાગ લે છે?

લૂંટારો:— અવશ્ય લેજ.

નારદ:— ભાઇ, એતો તારાં પુણ્યનાં ભાગીદાર છે, પાપનાં નથી. મને બાંધીને જા અને ખાત્રી કરી આવ.

લૂંટારો:— જરૂર.

લૂંટારાને નારદના વચન ઉપર વિશ્વાસ આવ્યો અને તે તેમને બાંધીને ઘેર ખાત્રી કરવા ગયો. લૂંટારાએ પિતાને પૂછયું "પૂજ્ય પિતાજી, મારી રળેલી રોજીમાંથી ખાઇ આપ મારા પુણ્યમાં ભાગીદાર થવા માગો છો ત્યારે એ લૂંટફાટ અને મનુષ્ય વધમાથી થનારા પાપમાં પણ ભાગીદાર થશોને?" પિતાએ પ્રત્યુત્તર વાળયો, "કર્મ ચાંડાળ તારાં પાપ તું ભોગવે, તેમાં મારે લેવા દેવા નથી." એવોજ પ્રત્યુત્તર માતાએ આપ્યો. પત્નીએ તેને કહ્યું, "પતિ તરીકે સ્ત્રીનું પોષણ કરવું એતો તમારૂં કર્તવ્ય જ છે, પછી હું પાપમાં શા માટે ભાગ લઉં?" "પાંખ આવતા સુધી પુત્રોને પાળવા એ પિતાની ફરજ છે, પછી અમે તેમના પાપમાં ભાગીદાર શા માટે થઇએ?" પુત્રોએ જવાબ આપ્યો.

મહામુનિ નારદનાં વચન સાચાં નીવડયાં. લૂટારાની ખાત્રી થઇ ચૂકી. તે મહામુનિને શરણે ગયો. મહામુનિએ 'રામ' નામથી ઉદ્ધારનો માર્ગ બતાવ્યો. લૂંટારો અરણ્યમાં ગયો, 'રામ' નામની આરાધનામાં મશ્ગુલ બની ગયો, પોતાની જાતને એટલી બધી ભૂલી ગયો, કે કીડીઓએ આવીને એના શરીર પર માટીનાં દર 'વલ્મીક' બાંધ્યાં એનું પણ એને ભાન રહ્યું નહિ. આ પ્રમાણે ઘણાં વર્ષો વીતી ગયાં. એક દિવસે એકાએક દેવવાણી સંભળાઈ, "હે ઋષિ, હે મહર્ષિ! જાગ્રત થાઓ." આ વાણી સાંભળતાંજ તે જાગ્રત થઇ એકાએક બોલી ઉઠયો કે "હું ઋષિ? હું મહર્ષિ? હું તો લૂંટારો છું. ધ્વનિએ પ્રત્યુત્તર વાળયો," હવે તમે લૂંટારા રહ્યા નથી, તમે શુદ્ધ અને પવિત્ર થએલા ઋષિ છો તમારૂં જૂનું નામ અને કર્મ લુપ્ત થયાં છે. તમે પરમાત્મ ધ્યાનમાં એટલા બધા નિમગ્ન થયા હતા કે તમારી આસપાસ કીડીઓએ રાફડા કર્યા હતા તે પણ તમે જોયા નહિ. હવેથી તમે વાલ્મીકિના નામથી ઓળખાશો." આ પ્રકારે નારદના ઉપદેશથી અને 'રામ' નામના પ્રતાપે વાલ્મીકિ એક લૂંટારામાંથી માનવ, માનવમાંથી ઋષિ અને ઋષિમાંથી મહર્ષિ થયા.

બુદ્ધ ભગવાન તો મનુષ્યના 'કર્મ' ઉપર જ બધો ભાર મૂકતાં કહે છે "જન્મથી કોઈ બ્રાહ્મણ નથી ને જન્મથી કોઇ ચાંડાલ નથી, કર્મથીજ બ્રાહ્મણ અને કર્મથી જ ચાંડાલ થાય છે." ભગવદ્ ગીતામાં પણ શ્રી કૃષ્ણચંદ્રે અર્જુનને કર્મમાર્ગ ઉપર જ ભાર મૂકતાં ઉપદેશ આપ્યો છે કેઃ—

**कर्मण्ये वा धिकारस्ते मा फलेषु कदाचन्।**

આમાં નિષ્કામ ભાવે કર્મ કરવાનો આગ્રહ કર્યો છે. એવા જ નિષ્કામ ભાવથી કર્મ કરવાનો આગ્રહ એક આંગ્લકવિ એના Psalm of Lifeના કાવ્યમાં કહે છે:—

Act, act in the living present,
With a mind for any fate
With heart within and God over head.

સત્ય જ કહ્યું છે કે:—

નર જો કરણિ કરે, તો નર કા નારાયણ હોય.

**વાલ્મીકિના જીવનનાં વિધાન:—**

"સગાં વહાલાં ને સંબંધીઓનો સ્વાર્થી પ્રેમ," એ વાલ્મીકિના જીવનનું પ્રથમ વિધાન. એજ વિધાનનું સમર્થન કરીને મહાકવિ ભવભૂતિ શ્રી રામ મુખે 'ઉત્તરરામ ચરિત્ર નાટકમાં' બોલાવે છે, "બંધુજનો જ આ સંસારના કાળજુ કાપી નાખે એવા પદાર્થો છે. એનાથી જ ભય પામીને સર્વ કામનાનો ત્યાગ કરી બુદ્ધિમાન પુરૂષો અરણ્યમાં વિશ્રામ કરે છે.' અખો પણ સંબંધીઓના આવા સ્વાર્થી સંબંધોથી કંટાળી, સંસારનો ત્યાગ કરી, સદ્ગુરૂની શોધમાં નીકળી પડયો હતો. "સગાંને વહાલાં તારાં, કામ નહિ આવે વા'લા, આવશે એકલો તારો રામ, રામ, રામ." વિગેરે સૂર કાઢતાં સેંકડો લૌકિક ભજનો ઉપરના તત્વની સાબીતી આપે છે. જગત્ અને જગતના લોકની સાથે નિકટ સંબંધમાં આવવાની ઉંમર ખટયામે પોતાની રૂબાઇઆતમાં સાફ ના પાડી છે, કારણ કે તેમના સંબંધો સ્વાર્થી છે અને આવા સ્વાર્થી સંબંધોને અંગેજ તે કહે છે કે:—

"જમાનો આ ફિતુરી છે, રહેજે સાવચેતીથી;
ન રહે ગાફેલ છે તરવાર, એ ધારી જમાનાની.
જગત્ તુજ કંઠમાં મૂકે, મિઠાઇ જો કદી પ્રેમે
ગળીશ ના કેમકે તેમાં વિષમ વિષ મેળવેલું છે."

આવાજ કોઇ અંતરના ધાથી કલાપીએ કહ્યું છે કે "જગતમાં વહાલાં ઉરો ચીરતાં," આવાજ અસહ્ય ધાથી ધવાઇ કવિ Hardy લખે છે કેઃ—

Like that wound of mine
Of which none knew,
For I'd given no sign
That it pierced me through.

"આત્મ નિરીક્ષણ" અથવા Self reflection એ વાલ્મીકિના જીવનનું દ્વિતીય વિધાન. આત્મ નિરીક્ષણની ક્રિયા વિના જગત્માં કોઇપણ માનવ પોતાની ભૂલો સુધારી શકતો નથી. ઇતીહાસ સાક્ષી પૂરે છે કે જગત્ના તમામ મહાપુરૂષો "આત્મ નિરીક્ષણ"ની ક્રિયામાં એક્કા હતા. વિપથમાંથી સુપથમાં જવાનો એકજ માર્ગ "આત્મ નિરીક્ષણ" છે. માનસ–શાસ્ત્ર સાક્ષી પૂરે છે કે Self reflection વિના Self improvement થઇ શકતી નથી. ઇટાલીઅન કવિ Danteનો Purgatorio વિભાગ આત્મ નિરીક્ષણની ક્રિયા ઉપરજ આલેખાયલો છે. એથીજ કવિ કલાપી કહે છે તેમ 'પસ્તાવો છે વિપુલ ઝરણું, આત્મ સુધારનું કંઇ,'' Christianityમાં "Repentance"નું મહત્વ વધારે છેઃ– પાપનો પસ્તાવો થયા પછીજ માનવ સુધરી શકે છે. Alice Meynell કહે છે તેમઃ—

And all my bonds I needs must lose apart,
Must doff my will as raiment laid away.

"સંત સમાગમ" એ વાલ્મીકિના જીવનનું ત્રીજું વિધાન છે. સંત સમાગમ નીચને ઉંચ બનાવે છે. સંત સમાગમ પારસમણિ જેવો છે તે મનુષ્યના જીવનમાંથી ઇર્ષ્યા ને તૃષ્ણા ત્યાગી, માન ને મદનો મેદ ઉતારી જીવનને ઉજ્વળ સત્વોથી ભરી દે છે. સંત સમાગમ કર્તવ્ય પ્રાપ્તવ્યનો સરળ, સાચો અને પરમ સુખદાયક માર્ગ બતાવે છે. તુલસીદાસજી સંત સમાગમનો મહિમા ગાય છે કે:—

तनकरि मनकरि वचनकरि, काहू दुपत नाहिं
तुलसी ऐसे संतजन, रामरुप जगमांहिं ॥
जाके मन ते उठि गई, तिल तिल तृष्ना चाहि ।
मनसा वाचा कर्मणा, तुलसी बंदत ताहि ॥
कंचन काँच हि समगनै, कामिनि काठ पषान ।
तुलसी ऐसे संतजन, पृथिवी ब्रह्म समान ॥

સંત જનનાં આવાં જ પરમ કલ્યાણકારી કર્તવ્યો વિષે બોલતાં એક અંગ્રેજ કવિ કહે છે કે:—

The actions of the just,
Blossom in the dust.

"શ્રદ્ધા" એ વાલ્મીકિના જીવનનું ચતુર્થ વિધાન. મહાપુરૂષના વચનમાં અજબ શ્રદ્ધા રાખી કર્તવ્ય કરનાર જ વિજયશ્રીને વરી શકે છે. 'શ્રદ્ધા' જીવનનો મુખ્ય પાયો છે. શ્રી કૃષ્ણચંદ્ર અર્જુનને ઉપદેશ

આપતાં શ્રી મુખે કહે છે કે **श्रद्धावाँल्लभते ज्ञानम्** । અને શ્રદ્ધાવાન થનારે **संयतेन्द्रिय** ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર Controler of the senses થવું જોઇએ એતો નિર્વિવાદ છે. માણસનો જેવો અનુભવ (experience) તેવા પ્રકારની તેની શ્રદ્ધા થાય છે. અને જેવી શ્રદ્ધા તેવોજ પુરૂષ થાય છે. આવી અજય્ય શ્રદ્ધાને માટે જ R. D. Blackmore લખે છે કેઃ—

The lover of the Lord shall trust in Him,
When the will has forgotten the life long aim,
And the mind can only disgrace its fame,
And a man is uncertain of his own name–
The power of the Lord shall fill this frame.
For even the purest delight may pall,
And power must fail, and pride must fall,
And the love of the dearest friends grow small,
But the glory of the Lord is all in all.

વાલ્મીકિના જીવનમાં પણ શ્રદ્ધાએ ચેતનાનાં પુર પૂર્યાં હતાં.

"પ્રેમ" એ વાલ્મીકિના જીવનનું પાંચમું વિધાન. નારદજીના ઉપદેશથી વાલ્મીકિમાં શ્રી રામ પ્રભુ માટે પ્રેમભાવ પ્રગટ થયો. એ પ્રેમભાવથીજ પ્રેરાઇ તે રામમય બન્યા. એ પ્રેમભાવ વડેજ ભગવાન ભક્તને આધીન થાય છે. પ્રેમ એ જીવનમાં નુતન નુર પ્રેરનારૂં અલૌકિક તત્વ છે. એ પ્રેમના પ્રભાવે જ વિશ્વને વશ વર્તાવી શકાય છે. એ પ્રેમના પ્રભાવેજ ઉપનિષદનું સુત્ર **द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं**

**परिषस्व जाते।** સાધી શકાય છે. પ્રેમનો પ્રભાવ દર્શાવતાં Giles Flecher લખે છે કેઃ--

Love doth make the heavens to move
And the sun doth burn in love,
Love the strong and the weak doth yoke
And Makes the ivy climb the oak;
Under whose shadows lions wild
Soften'd by love, grow tame and mild.

એજ રાહે પ્રેમનાં ગુણગાન કરતાં Sir Walter Scot લખે છે કેઃ-

In peace, Love funes the shepherd's reed,
In war, he mounts the warrior's steed;
In halls in gay attire is seen;
In hamlets dances on the green.
Love rules the court, the camp, the grove
And men below and saints above;
For love is heaven and heaven is love.

**રામાયણની રચનાઃ—**

રામાયણની રચના અતિ વિચિત્ર સંજોગોમાં થઇ છે. એક દિવસે મધ્યાન્હ પૂજા કર્મ કરવા માટે વાલ્મીકિ તમસા નદીને કિનારે ગયા. ત્યાં તેમણે સુંદર સ્વરૂપવાળું એક ક્રૌંચ પક્ષીનું જોડું જોયું. વિભુએ સર્જેલા આ વિરલ જોડાને જોઇને તેઓ મનમાં મગ્ન થતા હતા તેવામાંજ જીવહિંસા કરનાર કોઇએક પારધિએ બાણનો પ્રહાર કરીને એ

નરમાદાના કામાસક્ત જોડામાંથી 'નર' પક્ષીને માર્યું. પોતાના પ્રાણ-પ્રિય પતિને મરેલો જોઇ, ક્રૌંચી અતિ કરૂણ સ્વરે વિલાપ કરવા લાગી. પતિની પાછળ પ્રિયાને વલવલતી દેખી, મહર્ષિ વાલ્મીકિના ઉદાર હૃદયમાં દયા પ્રગટી. દયા પ્રગટ થતાની સાથે જ તેના તરફ પ્રેમ પ્રગટ થયો અને પ્રેમ પ્રગટ થતાની સાથેજ ધર્મ પ્રગટ થયો. 'કામ ભોગમાં આસક્ત થયેલ પ્રાણીનો વધ કરવો એ અધર્મ છે' એ ભાવ પ્રગટ થયો. તેને અંગે પારધી ઉપર ક્રોધ ઉપજ્યો અને તેમણે તેને શ્રાપ આપતા અનુષ્ટુપ છંદવાળા નીચેના શ્લોકનો ઉચ્ચાર કર્યો —

**मा निषाद प्रतिष्ठां त्वम गमः शाश्वतीः समाः ।**
**यत्क्रौंच मिथुनादे कमवधीः काम-मोहितम् ॥**

હે પારધિ! તેં ક્રૌંચ પક્ષીના જોડામાંથી એક નર પક્ષી કે જે કામાસક્ત હતું તેને માર્યું, માટે તું લાંબા સમય સુધી આ પૃથ્વી પર સ્થીતિને પામીશ નહિ. અર્થાત્ બહુ વખત સુધી જીવી શકીશ નહિ. એવામાં ચતુર્મુખી બ્રહ્મા પ્રગટ થયા અને તેમને આશિર્વાદ આપતાં કહ્યું "હે મહામુનિ પારધિને પણ શાપ આપીને તમે પસ્તાવો છો, પરંતુ તમે પસ્તાશો નહિ. તમે રામાયણ આવાજ શ્લોકોમાં રચો અને તમારો આ શ્લોક તમને યશરૂપ નીવડશે અને તેનો અર્થ નીચે જણાવ્યા મુજબ થશે. "હે નિષાધરૂપ રામચંદ્ર! મંદોદરી અને રાવણરૂપી ક્રૌંચ મિથુનમાંથી તમે રાવણ કે જે કામાસક્ત હતો તેને માર્યો માટે તમે લાંબા વખત સુધી આ પૃથ્વી પર સ્થિતિને પામો! (અર્થાત્ અગીયાર હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવો." તમે આદ્ય કવિ કહેવાશો અને તમારી એક પણ વાણી અસત્ય થશે નહિ, આટલું બોલી ચતુર્મુખ બ્રહ્મા અંતર્ધ્યાન થઇ ગયા. ત્યારથીજ વાલ્મીકિએ "હું આવા અનુષ્ટુપ

શ્લોકો વડેજ આખું રામાયણ કાવ્ય રચીશ એવો નિશ્ચય કર્યો,'' અને એ નિશ્ચય પ્રમાણે એમણે રામાયણની રચના કરી..

## રામાયણની રચનાના મૂળભૂત સિદ્ધાંતઃ—

પ્રેમ અને પવિત્રતા, દયા અને દીનતા, સત્ય અને સહિષ્ણુતા, તપ અને તેજસ્વિતા એ રામાયણની રચનાના વિશ્વ કલ્યાણની મહા ભાવનાવાળા મૂળભૂત સિદ્ધાંત છે.

કલ્યાણમૂર્તિ વાલ્મીકિ ક્રૌંચ અને ક્રૌંચીના જોડામાં સ્થુલ પ્રેમથી કંઇક વિશેષ સૂક્ષ્મ, કારણ અને મહાકારણ પ્રેમાબ્ધિ જુએ છે; અને એ પ્રેમની પવિત્રતાની ખાત્રી કરી લે છે. બન્ને એકમેકને માટે જન્મજન્માં-તરમાંય બલિદાન આપવા તત્પર છે. આવાં અનંત સહચારનાં સાથીમાંથી એકને બીજાથી વિયોગ પડાવવો, સદાયને વિયોગ પડાવવો એ પાપ છે તેમાંય કામમોહિત અવસ્થામાં તે મહાપાપ છે. નિષાધ આવું મહાપાપ કરે છે અનંત સહચારના સાથીથી વિખૂટી પડનાર ક્રૌંચી આર્તનાદે વિલાપ કરે છે. એ વિલાપથી વાલ્મીકિના દિલમાં દયાનો ઝરો સ્ફુરે છે. દીન ક્રૌંચીની ઉપર તેમને દયા આવે છે અને દયા આવવાથી પોતેજ એ દુઃખ અનુભવતા હોય એવા દીન બની જાય છે, અને તેથી તપ અને તેજ-સ્વિતાના પ્રતાપે તે નિષાધને શ્રાપ આપે છે. દુષ્ટનેય તેના દુષ્ટ કૃત્ય માટે શિક્ષા આપી પસ્તાય છે કારણ કે તેનામાં પણ એજ પરમાત્માનો વાસ છે પછી એને શિક્ષા આપવાનો એમને અધિકાર શો ?

ત્યાં તો સત્ય પીછાણવામાં આવે છે. સંતના સંરક્ષણને અંગે હાની કરતા દુષ્ટનું દલન કરવું જોઇએ. સત્ય પીછાણનાં સહિષ્ણુતાની

ભાવના જાગ્રત થાય છે અને તેથી પોતે કર્યું છે તે યોગ્યજ છે એની પ્રતીતિ થાય છે. એવી પ્રતીતિ થતાંજ વિશ્વના કલ્યાણને માટે તે રામાયણની રચના કરે છે.

વસ્તુતઃ દયા અને પ્રેમને એવો મેળ હોય છે કે જ્યાં એક આવે ત્યાં બીજાને આવવું જોઇએ. દયા અને પ્રેમ એકજ ધર્મનાં બે અડધીયાં છે. તેઓ એકમેકથી વિખૂટાં રહી શકતાં નથી. કવિ બોટાદકર એનું યથાર્થ સમર્થન એમના બુદ્ધ ગૃહાગમન કાવ્યમાં કરે છે. બુદ્ધ યશોધરાને ઉદ્દેશીને બોલે છે કેઃ—

દયાને પ્રેમને વ્હાલી ! ના વિશ્લેષ બની શકે,
પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે,
પ્રેમની વૃદ્ધિમાં નિત્યે, દયાની વૃદ્ધિ સંભવે,
પ્રેમ જો નાશ પામે તો દયા ના જીવતી રહે.

સંત તુલસીદાસ તો દયાને ધર્મનું મૂળજ ગણતાં કહે છે કેઃ—

દયા ધર્મકો મૂલ હે ઓર પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

દયા Mercy વિષે Shakespeare કહે છે કેઃ—

Mercy droppeth from heaven like gentle rain,
It blesseth him that gives and him that takes.

## પૂર્વ રામાયણના મુખ્ય બનાવઃ—

પૂર્વ રામાયણના મુખ્ય બનાવ જાણવા માટે એક શ્લોકી રામાયણનો શ્લોક અતિ પ્રખ્યાત છેઃ—

आदौ राम तपोवनादि गमनं हत्वा मृगं कांचनं ।
वैदेही हरणं जटायु मरणं सुग्रीव संभाषणम् ॥
वाली निग्रहणं समुद्र तरणं लंकापुरी दाहनम् ।
पश्चाद्रावण कुंभकर्ण हननं एतद्धि रामायणम् ॥

## સીતાજીનું વનવાસ સેવન.

લંકામાં દશાનનને મારી, લંકાનું રાજ્ય વિભીષણને સોંપી, અગ્નિથી સીતાજીની શુદ્ધિ કરી તેમની સાથે રામ અયોધ્યા પાછા આવ્યા. અયોધ્યામાં રાજ્યારૂઢ થયા બાદ કંઇક સમયે પ્રજાની કિંવદન્તીને વશ થઇ રામે ભાગીરથી તિરે સીતાજીને બાર વરસનો વનવાસવટો દીધો. સગર્ભા સીતાજીને રથમાં બેસાડી, ભાગીરથી તિરે મૂકી, " હવે તમારે બાર વરસનો વનવાસ સેવવાનો રાજા રામનો હુકમ છે," એમ દુઃખી હ્રદયે લક્ષ્મણે કહ્યું ને પાછા વળ્યા ત્યારે સીતાજીના શોકનો પાર રહ્યો નહિ તે કરૂણ આક્રંદ કરવા લાગ્યા. એમનું રૂદન સાંભળી મુની વાલ્મીકિ ત્યાં દોડી આવ્યા. તેમણે દિવ્ય દૃષ્ટિથી સિતાજી નિષ્પાપ અને નિર્દોષ હોવાનું કારણ જાણી લીધું. તેમણે સીતાજીને પોતાના આશ્રમમાં આશ્રમ આપ્યો, અને ત્યાં તપ કરતી તપસ્વિનીઓને સગર્ભા સીતાજીની સંભાળ રાખવાનો હુકમ કર્યો.

શ્રી વાલ્મીકિના આ વૃત્તાન્તમાં ઘટતો ફેરફાર કરી, મહાકવિ ભવભૂતિએ ઉત્તરરામચરિત્ર નાટકની અદ્ભૂત રચના કરી છે. એ નાટ્ય

ભાવના જાગ્રત થાય છે અને તેથી પોતે કર્યું છે તે યોગ્યજ છે એની પ્રતીતિ થાય છે. એવી પ્રતીતિ થતાંજ વિશ્વના કલ્યાણને માટે તે રામાયણની રચના કરે છે.

વસ્તુતઃ દયા અને પ્રેમનો એવો મેળ હોય છે કે જ્યાં એક આવે ત્યાં બીજાને આવવું જોઇએ. દયા અને પ્રેમ એકજ ધર્મનાં બે અડધીયાં છે. તેઓ એકમેકથી વિખૂટાં રહી શકતાં નથી. કવિ બોટાદકર એનું યથાર્થ સમર્થન એમના બુદ્ધ ગૃહાગમન કાવ્યમાં કરે છે. બુદ્ધ યશોધરાને ઉદ્દેશીને બોલે છે કેઃ—

દયાને પ્રેમને વ્હાલી ! ના વિશ્લેષ બની શકે,
પ્રેમહીણી દયા ક્યારે ના અસ્તિત્વ ધરી શકે,
પ્રેમની વૃદ્ધિમાં નિત્યે, દયાની વૃદ્ધિ સંભવે,
પ્રેમ જો નાશ પામે તો દયા ના જીવતી રહે.

સંત તુલસીદાસ તો દયાને ધર્મનું મૂળજ ગણતાં કહે છે કેઃ—

દયા ધર્મકો મૂલ હે ઓર પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાણ.

દયા Mercy વિષે Shakespeare કહે છે કેઃ—

Mercy droppeth from heaven like gentle rain,
It blesseth him that gives and him that takes.

## પૂર્વ રામાયણના મુખ્ય બનાવ:—

પૂર્વ રામાયણના મુખ્ય બનાવ જાણવા માટે એક શ્લોકી રામાયણનો શ્લોક અતિ પ્રખ્યાત છે:—

आदौ राम तपोवनादि गमनं हत्वा मृगं कांचनं ।
वैदेही हरणं जटायु मरणं सुग्रीव संभाषणम् ॥
वाली निग्रहणं समुद्र तरणं लंकापुरी दाहनम् ।
पश्चाद्रावण कुंभकर्ण हननं एतद्धि रामायणम् ॥

## સીતાજીનું વનવાસ સેવન.

લંકામાં દશાનનને મારી, લંકાનું રાજ્ય વિભીષણને સોંપી, અગ્નિથી સીતાજીની શુદ્ધિ કરી તેમની સાથે રામ અયોધ્યા પાછા આવ્યા. અયોધ્યામાં રાજ્યારૂઢ થયા બાદ કંઇક સમયે પ્રજાની કિંવદન્તીને વશ થઇ રામે ભાગીરથી તિરે સીતાજીને બાર વરસનો વનવાસવટો દીધો. સગર્ભા સીતાજીને રથમાં બેસાડી, ભાગીરથી તિરે મૂકી, " હવે તમારે બાર વરસનો વનવાસ સેવવાનો રાજા રામનો હુકમ છે," એમ દુઃખી હૃદયે લક્ષ્મણે કહ્યું ને પાછા વળ્યા ત્યારે સીતાજીના શોકનો પાર રહ્યો નહિ તે કરૂણ આક્રંદ કરવા લાગ્યા. એમનું રૂદન સાંભળી મુની વાલ્મીકિ ત્યાં દોડી આવ્યા. તેમણે દિવ્ય દૃષ્ટિથી સિતાજી નિષ્પાપ અને નિર્દોષ હોવાનું કારણ જાણી લીધું. તેમણે સીતાજીને પોતાના આશ્રમમાં આશ્રમ આપ્યો, અને ત્યાં તપ કરતી તપસ્વિનીઓને સગર્ભા સીતાજીની સંભાળ રાખવાનો હુકમ કર્યો.

શ્રી વાલ્મીકિના આ વૃત્તાન્તમાં ઘટતો ફેરફાર કરી, મહાકવિ ભવભૂતિએ ઉત્તરરામચરિત્ર નાટકની અદ્દભૂત . . . . . .

કરૂણરસથી ભરપુર છે. શા માટે રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કર્યો ? કોણ વિશેષ પ્રજા કે પ્રિયા ? વિગેરે પ્રશ્નો દુનીઆદારીની દષ્ટિથી અદ્ભૂત રીતે ઘટાવ્યા છે. એ પ્રશ્નોની છીંણવટમાંજ ભવભૂતિની કારૂણ્ય મૂર્તિ સંપૂર્ણ સ્વરૂપ પકડે છે. એક બાજુ રામ પ્રજાની પ્રીતિ લેવા સજ્જ રહે છે અને બીજી બાજુ નિર્દોષ, નિષ્પાપ, પવિત્ર જીવનનાથ જીવનપ્રેમી સીતાજીનો ત્યાગ કરતાં હૃદયના ચુરેચુરા થઇ જાય છે. રામનું મન પ્રજા-પ્રેમ અને પ્રિયાપ્રેમ વચ્ચે ઝોલાં ખાય છે. "ત્યારે હું અભાગીયો શું કરૂં ?" તે વિચાર તન્દ્રામાં લવે છે. છેવટે વિચાર તન્દ્રામાંથી નિશ્ચય પર આવતાં તે બોલે છે. અથવા શું બીજું ?

ગમે તે કાર્યનાથીએ પ્રજાને રાખવી ખુશી,<br>
સજ્જનોની ઠરી એવી, સનાતનની એ રીતિ;<br>
પાળી છે જે પિતાજીએ એક ચિત્તે દઢવ્રતે<br>
મનેને પ્રાણ બન્નેને તજીને અળગાં થતાં.

બસ થઈ ચૂક્યું. એકવચની રામનો સીતાજી માટેનો બાર વરસના વનવાસનો હુકમ અપાઇ ગયો. લક્ષ્મણે એ હુકમનો દુઃખી હૃદયે અમલ કર્યો. વીધિની કેવી કારમી વિચિત્રતા ? Lisk Bowler ઠીકજ કહે છેઃ -

Yet at ! how much must this poor heart endure,<br>
Which hopes from three and thee alone a cure.

## કુશ-લવજન્માદિ સંસ્કારઃ—

શ્રી રામચંદ્રની આજ્ઞાથી મધુવનમાં ત્રાસ પોકારાવતા લવણાસુર રાક્ષસનો વધ કરવા જતાં માર્ગમાં અરિદળને હણનાર શત્રુઘ્ને વાલ્મીકિના આશ્રમમાં મુનિના કહેવાથી મુકામ કર્યો. તેજ રાત્રિએ સતી સીતાએ

જોડ–કુંવરોને જન્મ આપ્યો. એ જોડ કુંવરોની ભૂત–પિશાચાદિથી રક્ષા કરવા સારૂ દર્ભનો કલ્લો લઇ, વચ્ચેથી કાપીને બે ભાગ કર્યાં અને પહેલા જન્મેલા બાળકને કુશ ભાગ (અણીવાળા ભાગ) થી મંત્ર સહિત પાણીનું મર્જન કરવાનું વૃદ્ધ તપસ્વિનીઓને કહ્યું અને બીજા જન્મેલા બાળકને લવ ભાગ (મૂળીઆંવાળા ભાગ) થી તેમ કરવાનું કહ્યું, તેથી આ બન્ને કુમારો કુશ અને લવના નામથી ઓળખાયા. શત્રુઘ્ન આ શુભ સમાચાર સાંભળી અત્યંત આનંદમાં આવી ગયા. ત્યાર બાદ વાલ્મીકિ મુનિએ "આ શુભ પુત્રો 'રામ અને સીતાના છે." એમ બોલી તેમનાં ગોત્ર અને નામકરણ સંસ્કાર કર્યાં.' શત્રુઘ્ન ત્યાર બાદ પોતાના કર્તવ્યને માટે ચાલી નીકળ્યા.

વાલ્મીકિનો આ વૃત્તાન્ત ભવભૂતિ તેમના ઉત્તરરામચરિત્ર નાટકમાં ફેરવે છે. તેમાં વાલ્મીકિ જાતે આવી સીતાજીની રક્ષા કરતા નથી. પરંતુ ભગવતી ભાગીરથી અને ભગવતી વસુન્ધરા સીતાજીની રક્ષા કરે છે. એક બાજુ ગર્ભાદિની પ્રસૂતિ પીડાને અંગે, બીજી બાજુ અઘોર વનમાં વ્યાઘ્રાદિના ત્રાસના અંગે, ત્રીજી બાજુ નિષ્કારણ પતિએ દીધેલા બાર વરસના કારમા વિયોગને અંગે, ચોથી બાજુ સનાથ છતાં અનાથની અવદશા ભોગવવી આકારી લાગ્યાને અંગે. આમ અનેક બાજુથી આપત્તિમાં અટવાઇ કંઇ ન સૂઝવાને અંગે, આપઘાતનો નિશ્ચય કરી સીતાજી ભગવતી ભાગીરથીમાં પડતું મૂકે છે. ભાગીરથીના જળમાં પડતું મૂકતાંજ બે જોડકા બાળકોનો જન્મ થાય છે. ત્યાંજ ભાગીરથી અને વસુન્ધરા પ્રગટ થઇ તેને સાહાય્ય કરે છે. અને પોતાને ત્યાં લઇ જઇ સીતાજી અને બાળકોની રક્ષા કરે છે. ધાવણ ક્રિયા છૂટયા બાદ ભગવતી ભાગીરથી એ બે બાળકોને નામકરણ સંસ્કાર, અધ્યયનાદિ કરાવવા માટે વાલ્મીકિના આશ્રમમાં મૂકી આવે છે અને સીતાજીને પોતાની રક્ષા નીચે રાખે છે. આટલો તફાવત મૂકી ભવભૂતિ જનહૃદયમાં સીતાજીના

માટે કારૂણ્ય ઉત્પન્ન કરે છે. Lord Byronની When we two parted કાવ્યની ઉકિત યોગ્યજ છે.

If I should meet thee
After long years,
How should I great thee?
With silence and tears.

**કુશ-લવ અધ્યયનાદિ સંસ્કાર:—**

હવે દિવસાનુદિવસ લવ-કુશ મોટા થતા ચાલ્યા. તેઓ બાર વર્ષની વયે પહોંચ્યા, અને વાલ્મીકિ પાસેથી ચાર વેદ ભણી લઇ રામાયણ ઇત્યાદિ શીખવા લાગ્યા. લવ અને કુશ બન્ને નિત્ય નિયમ પ્રમાણે પાતઃ કાળમાં નાહિ-ધોઇ મહામુનિ વાલ્મીકિ પાસે પહોંચી જતા; તેમને ધ્યાન-મગ્ન સ્થિતિમાં જોઇ ધીમેથી પ્રણામ કરતા તથા પછી પણ ભકિતભાવે અને મુંગે મોંઢે તેમનું ધ્યાનદર્શન કરતા ઉભા રહેતા. ધ્યાનમાંથી મુકત થયા બાદ વાલ્મીકિ તેમને ભણાવતા. વેદાભ્યાસ ભણાવ્યા પછી વાલ્મી-કિએ તેમને “રામાયણ કાવ્ય”ને “પૌલસ્ત્ય વધ” એવું નામ આપી કંઠસ્થ કરાવ્યું. આ ઉપરાંત વાલ્મીકિએ તેમને અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં પણ પારંગત બનાવ્યા.

કારૂણ્યનો પ્રભાવ અને સીતા રામની અન્યોઅન્ય પ્રીતિ ભકિત દર્શાવવા ભવભૂતિ તેમના ઉત્તરરામચરિત્ર નાટકમાં એક પ્રસંગ યોજી કાઢે છે. કુશ-લવની બારમા વરસની જન્મતીથિ પ્રસંગે ભાગીરથી સીતાજીને તમસા નામની એક સખી સાથે અદ્દશ્ય વિદ્યા આપી કુલગુરૂ સૂર્યદેવની પૂજા માટે ફૂલ વીંણવા પંચવટી પાસેના જનસ્થાનમાં મોકલે છે. ત્યાં શમ્બુક નામના રાક્ષસનો સંહાર કરવા રામ આવે છે. શમ્બુકનો



ધ્યાનમગ્ન વાલ્મીકિ ઋષિને કુશ અને લવ પ્રણામ કરતા અને ભક્તિભાવથી તેમનું દર્શન કરતા ઊભા રહેતા.

પૃષ્ટ ૨૨

સંહાર કર્યો પછી તે જનસ્થાન જોવા નીકળે છે. ત્યાં વાસન્તી નામની વનદેવતા તેમનો આદરસત્કાર કરે છે. પરિચીત સ્થળો જોવાથી રામના મનમાં પૂર્વના તમામ પ્રસંગો જાગ્રત થાય છે, તેમની આંખમાં આંસુ આવી જાય છે. સીતાજીનો પ્રેમ સાંભરી આવે છે અને તે બાવરા જેવા દેખાય છે. તેમને પુનઃ આવી સ્થીતિમાં નિહાળી સીતાજી અત્યંત દુઃખી થાય છે. ત્યાં તો રામ વદે છે કેઃ—

[ વસંતતિલકા ]

સંસાર સાર રસમગ્ન અમે અહિંઆં,
ઝાલી સ્વધર્મ ચિરકાલ પુરા વસંતાં
આરણ્યકવ્રતી, ગૃહસ્થ વળી બન્યાં તે
તે તેજ વન આ ફરીથી દીઠું મેં.

Oliver Goldsmith 'Memory' કાવ્યમાં આવીજ ઉક્તિ આલેખે છે.

O Memory thou fond deceiver,
Still importunate and vain,
To former joys recurring ever,
And turning all the past to pain.

ફરતાં ફરતાં રામ પંચવટી આગળ આવી પહોંચે છે અને ઉચ્ચારે છે

( શાર્દૂલ વિક્રીડિત )

જેમાં તે દિન તેની સાથ બહુ મેં ગાળ્યા પછીથી અરે!
જે સંબંધી સદાય વાત ઘરમાં લંબાવીરે'તાં અમે,

આજે નાશ કરાવી તેજ પ્રિયનો પાપી અરે એકલા !
જોશે કેમ તું રામ પંચવટી તે, છોડી જશે કેમ વા ?

સીતાજી દુઃખી થતાં મનમાં કહે છે:– શું આર્યપુત્રને હજીઃ
આ અભાગણી દુઃખનું કારણ થઇ પડી છે ? હાધિક ! હાધિક ! તમર
તેને ધીરજ રાખવાનું કહે છે. એટલામાં વાસન્તી રામને સીતાત્યાગ મ
ઠપકો આપતાં કહે છે– અરે દેવ ! તમે આટલા બધા દારૂણ કેમ થ
ગયા ?

(વસંત તિલકા)

તું જીવ, તું હૃદય છે મમ પ્યારી બીજું.
તું કૌમુદી નયનની, તું સુધા સમાંગે,
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા
તેનેજ શાન્ત – અથવા વંદુ શું વધારે ?

દેવ ! આ ન કરવા જેવું તમે શું કર્યું ?

રામ:— લોક સાંખતા ન હતા તેથી.

વાસંતી:— (દ્રુતવિલંબીત)

યશ કઠોર ! તને પ્રિય હોય તો
અયશ આ થકી ઘોર બીજો કયો ?
હરિણ લોચનીનું થયું શું વને ?
અરર ! નાથ ! કહો મન શું સુઝે ?

રામઃ— રે પૌર મહાજનો (હરિણી)

રૂચ્યું ન તમને દેવી કેરૂં ગૃહે રહ્યું કે તજી,
તૃણ સમ વને શૂન્યે, પૂછે ન શોક કર્યો જરી

ચિર પરિચીત સ્થાનાદિઓ ભમાવી મૂકે મને
અશરણ રડું તેથી સામું, જુઓ હજુએ તમે.

વાસંતીઃ— વાત વીતિ ગયે, હવે તો દેવે ધૈર્ય ધારવું જોઇએ.
રામઃ— સખિ ! આ પ્રસંગે ધૈર્ય તો આથી કેવું એક હોય ?

(અનુષ્ટુપ)

દેવી શુન્ય થર્યું વિશ્વ, વર્ષ બાર ગયાં વહી
નામે ડૂબ્યું સીનાકેરૂં, તોએ રામ મુવો નહિ.

સીતાઃ—(મનમાં) આર્યપુત્રને હજીએ દુઃખ આપનાઇ મોઇ હું તો આ રહી

અસહ્ય દુઃખથી રામ મૂર્ચ્છા પામે છે. તમસા સીતાને અદૃશ્ય રીતે રામની પાસે જવાનું સૂચવે છે અદૃશ્ય સીતા ગભરાયલી ગભરાયલી રામની પાસે જાય છે ને હ્રદયે તથા લલાટે હાથ અડકાડે છે. સીતાના સ્પર્શથી રામ શુદ્ધિમાં આવે છે. પણ જુએ તો સીતા મળે નહિ.

એક આંગ્લ કવિએ ઠીકજ કહ્યું છે કેઃ—

My blood so red
For thee was shed,
Come home again, come home again,
My own sweet heart, come home again !

## કુશ-લવ રામાદિ મીલનઃ—

અયોધ્યામાં રામ અશ્વમેધ યજ્ઞ કરતા હતા. એ યજ્ઞમાં વાલ્મીકિજી ને પધારવાનું આમત્રંણ મળ્યું. વાલ્મીકિજી કુશ લવ, બીજા મુનીકમારો

અને બાર વરસ વનવાસની સીતાજીની અવધ પુરી થવાથી વૃદ્ધ તપસ્વિનીઓથી રક્ષીત સીતાજી સહિત અયોધ્યા પ્રતિ રવાના થયા. અયોધ્યામાં રામની રાજસભામાં વાલ્મીકિના આદેશથી કુશ લવે રામાયણ કાવ્યવીણા તાલ મૃદંગ સાથે ગાઇ બતાવ્યું. એ સંગીત વૃત્તાન્ત ઉપરથી કુશ અને લવ એ સીતાના પુત્રો છે એમ રામને જણાયું. ત્યારે તેમણે મુનિ વાલ્મીકિને કહેવરાવ્યું કે જો જનકપુત્રી આવતી કાલે સવારે આ સભામાંજ સોગંદ લે તો હું સ્ત્રી સૌન્દર્યથી લોભાયો છું એવા લોકાપવાદ થી મૂકત થાઉં. " સ્ત્રીનું હૃદય તેનો સ્વામી છે. " એમ વિચારી વાલ્મીકિએ રામચંદ્રની વિનંતીનો સ્વીકાર કર્યો. તે સમયે બાણાસુરને હણનાર અને તેની મધુપુરીમાં બાર વરસ રાજય કરી યજ્ઞના નિમિત્તે અને રામ દર્શનાભિલાષી શત્રુઘ્ન ત્યાં આવી પહોંચ્યા હતા.

બીજે દિવસે દેવ ઋષિ, માનવ જાતથી સભા ઉભરાઈ ગઇ એટલે વાલ્મીકિ મુની સતી સીતા સહીત ત્યાં આવ્યા વાલ્મીકિએ રામને સપથ લઇને સતી સીતાના પવિત્રપણાની ખાત્રી કરી આપી. ત્યારબાદ શ્રી રામનુંજ ચિંતન કરતાં સતી સીતા મોઢું નીચું કરીને હાથ જોડી રોતાં રોતાં સોગંદ લેવા લાગ્યાં. ભૂમિ તરફ દૃષ્ટિ રાખી તેઓ બોલ્યાં કેઃ-

**यथाऽहं राघवादन्यं मनसापि न चिन्तये । तथा मे माधवी देवी विवरं दातु मर्हति ॥**

" જો મેં રાઘવ સિવાય અન્યનું મનવડે પણ ચિંતન કર્યું ન હોય તો હે માધ્રવી દેવી ! મને તારામાં સમાવી દે. હે પૃથ્વીમાતા મને માર્ગ આપ."

**मनसा कर्मणा वाचा यथा रामं समर्चये । तथा मे माधवी देवी विवरं दातु मर्हति ॥**

" જો મેં મન, વચન અને કર્મ વડે નિરંતર રામનું આરાધન-પૂજન કર્યું હોય તો હે માધવી દેવિ! મને તારામાં સમાવી દે, હે પૃથ્વીમાતા મને માર્ગ આપ."

**यथै तत्सत्य मुक्तं मे वेद्मि रामात्परं न च । तथा मे माधवी देवी विवरं दातु मर्हति ॥**

" જો હું રામ સિવાય બીજા કોઇને જાણતી ન હોઉં-અર્થાત્ મન, વચન અને કર્મ વડે રામનેજ ભજનારી છું તે સત્ય હો તો હે માધવી દેવિ! મને તારામાં સમાવી દે. હે પૃથ્વીમાતા મને માર્ગ આપ."

સતી સીતાએ જ્યારે ઉપરા ઉપરી આવા ત્રણ સપથ લીધા ત્યારે ત્યાં એકાએક પૃથ્વી ફાટી અને એક દિવ્ય સિંહાસન સાથે પૃથ્વીમાતા આવ્યાં. તેમણે સીતાને બન્ને હાથથી આલિંગન આપ્યું અને કહ્યું, " પુત્રિ! કલ્યાણ થાઓ " એ પ્રમાણે અભિનંદન આપી તે સીતાજીને પોતાના ખોળામાં બેસાડી રસાતળમાં લઇ ગયાં.

કવિ ભવભૂતિ કુશ લવ રામાદિનું મીલન વાલ્મીકિના આશ્રમાં લવના હાથે અશ્વમેધ યજ્ઞના અશ્વના બંધનને નિમિત્તે કરાવે છે. જનક, અરૂન્ધતી, કૌશલ્યાદિમાતાઓ વસિષ્ટ મુનિ વિગેરે ઋષ્યશૃંગના આશ્રમમાંથી યજ્ઞ પૂરો થવાથી પોતાના પુરાણા મિત્ર અને શુભેચ્છકને મળવા વાલ્મીકિના આશ્રમમાં આવે છે તેજ પ્રસંગે લવ અશ્વમેધના અશ્વનું બંધન કરે છે. લક્ષ્મણપુત્ર ચંદ્રકેતુ અને લવની વચ્ચે યુદ્ધ થાય છે. તે વખતે

મુનિ વાલ્મીકિનાં દર્શન કરવા પધારતા રામ એ યુદ્ધને અટકાવે છે. સર્વે વડીલજનો ત્યાં આવી પહોંચે છે અને પરસ્પર એકબીજાને મળે છે. એ અરસામાં શત્રુઘ્નાદિ બંધુઓ પણ આવી પહોંચે છે. એ મેળાપમાંજ વિનય, પ્રેમ અને કારૂણ્યનો પ્રભાવ કવિ અદ્‌ભૂત રીતે પ્રસરાવી દે છે. ત્યાર પછી કુશલવાદિનું ઓળખાણ થાય છે. એ ઓળખાણથી સતી સીતાની સ્મૃતિ સર્વેને તાજી થાય છે

સીતા શુદ્ધિનો પ્રસંગ કવિ ભવભૂતિ ભાગીરથીના તિરે ભરતમુનિના અધ્યક્ષપણા નીચે નાટયકૃતિથી અપ્સરાઓ માર્ફત ભજવી બતાવે છે. સતી સીતાના વિલાપથી રામ હતાશ થાય છે તે વખતે ભાગીરથી દેવી અને વસુન્ધરા દેવી પ્રત્યક્ષ થાય છે અને સીતા રક્ષા તથા કુશલવાદિ જન્મ, સંસ્કાર વિગેરેનો અન્તર્પટ ખુલ્લો કરી દે છે. ભાગીરથી અને વસુન્ધરા સતી સીતાને અરૂન્ધતીને સોંપે છે. અરૂન્ધતી સતી સીતાની શુદ્ધિની ખાત્રી કરી આપે છે. દેવ, ઋષિ, અયોધ્યાના નગરજન સર્વે આથી સંતોષાય છે. કવિ આર્યનાટય શાસ્ત્રની રૂઢીને અનુસરી નાટકનો અંત કરૂણને બદલે સુખી લાવે છે. સર્વે દૃષ્ટ અદૃષ્ટના આનંદમાં પોતાની જાતનું પણ ભાન ભૂલી જાય છે. નાટકનો અંત કવિ Shakespeare ના " All's well that ends well."ના જેવો થાય છે.

## સીતાજીનું જીવન-મહત્વઃ—

અખિલ વિશ્વનાં આદર્શરૂપ સ્ત્રી ચરિત્રોમાં સીતાજીનું ચરિત્ર અતિ ઉત્તમ છે. સીતાજીનું અસાધારણ પતિવ્રત, ત્યાગ, શીલ, શાન્તિ, ક્ષમા, સહનશીલતા, ધર્મપરાયણતા, નમ્રતા, સેવા. સંયમ અને સદ્ વહેવાર આદિ અનેક ગુણ એકી સાથે જગતની કોઇપણ સ્ત્રીમાં મળવા

વિરલ છે. સીતાજીના પવિત્ર જીવન અને અપ્રતિમ પતિવ્રત ધર્મના જેવું ઉદાહરણ જગતના કોઇપણ ઇતિહાસમાં મળવું કઠણ છે. પિયરમાં તેમજ સાસરામાં તે સર્વની સાથે પ્રેમભર્યું વર્તન રાખતાં હતાં. નાનાં મોટાં સહુ સ્ત્રી પુરૂષો તેમને અંતઃકરણપૂર્વક ચાહતાં હતાં. લજ્જા જે સ્ત્રીઓનું ભૂષણ છે તેનું તેમણે જીવનભર પાલન કર્યું હતું. પતિ સેવામાંજ એમણે સુખ માન્યું હતું. શીલ અને ધર્મ માટે પ્રાણત્યાગની એમણે તૈયારી કરી હતી. **स्वधर्मे निधनं श्रेयः** । પ્રમાણે એ રાવણને ત્યાં વર્ત્યાં હતાં. તે સદા સાવધ રહેતાં અને પર પુરૂષની મર્યાદા રાખતાં. પતિપ્રેમ માટે તેમણે રામ સાથે ચૌદ વરસનો એકાકી વનવાસ ભોગવ્યો અને છેવટે પૃથ્વીમાતાને વંદન કરી પાતાળ પ્રવેશ પણ કર્યો. જગત્માં આવું કર્તવ્ય કયી સ્ત્રીએ કર્યું છે? કયી સ્ત્રીનું ચારિત્ર વિપત્તિમાં તવાઇ વિશુદ્ધ સુવર્ણમય સર્વોત્કૃષ્ટ બન્યું છે?

પશ્ચિમનું આંધળું અનુકરણ કરવા માગતી ભારતની સુશિક્ષીત સ્ત્રી-શકિત જો પોતાનું સંભાળી સીતાજીના જીવનમાં પોતાનું પ્રતિબિંબ જુએ તો ભારતની ઉજવળ કીર્તિ પુનઃ પ્રકાસ્યા વિના રહે નહિ. ભારતની ભાગ્યવિધાતા સ્ત્રી-શકિત ભારતનું સ્વરાજ્ય લાવે, એટલું તો નહિજ પરંતુ સકળ વિશ્વને ઉદ્ધારી લે They would surely be the saviours of the world's crumbling and dumping civilisation.

# લેખ રચનામાં અન્ય ગ્રન્થોનો ઉપયોગ.

આ લેખની રચનામાં નીચેના ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે.

(૧) વાલ્મીકિ રામાયણ- સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય.
(૨) તુલસીદાસજી કૃત રામાયણ- સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય.
(૩) મહાકવિ ભવભૂતિના ઉત્તરરામચરિત નાટયનું સાક્ષરશ્રી મણીલાલ નભુભાઇએ કરેલું ભાષાન્તર.
(૪) ગુજરાતી કાવ્યદોહન.
(૫) ગીતાભ્યાસ— જ્ઞાનયોગ.
(૬) બુદ્ધ ગૃહાગમન—દામોદર ખુશાલદાસ બોટાદકર.
(૭) Poems of Oliver Goldsmith.
(૮) The Golden Treasury of Modern Lyrics Book II.
(૯) The Oxford Book of English Verse.



# કવિ કુલગુરૂ કાલિદાસ અને વિક્રમોર્વશીય

વિદ્યાનું વિવરણ કરે વિભવથી વિદ્વાન જે નામથી,
સેવામાં ધરતી સદા સરસ્વતી કાવ્યામૃતો પ્રેમથી,
જેનાં નાટક કાવ્ય છે વિભવનાં શૃંગાર વિલાસથી,
એવાશ્રી કવિ કાલિદાસને કરૂં પ્રેમે પ્રણામાંજલિ.

સરસ્વતીનો શિખામણી, સાહિત્યનો સ્પર્શમણી, પ્રભુતાભર્યો પંડિત-રાજરાજ, સંસ્કૃત ગીરાનો ગરવો ઘનસ્યામ કવિવર કુંદન કાલિદાસ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના મધ્યમાં થયો સંભવે છે એમ નીચેનાં અનુમોદનો પરથી સાબીત થાય છે.

૧ કાલિદાસનું નામ લેતાં શોધખોળના અભ્યાસીને બૌદ્ધમાર્ગી અશ્વઘોષ યાદ આવે છે. છેલ્લી બૌધ્ધ મહાસંગીતી મળ્યાનો સમય, મધ્ય એશિયામાં તાડપત્રની આયાતનો સમય, મૂળની કુશાન સમયની બ્રાહ્મીલીપીનો સમય અને મહારાજા કનિષ્કનો સમય તેજ અશ્વઘોષ નો સમય. કનિષ્કના જે શિક્કા જડે છે તેમાં ૩ થી ૪૧ ની સાલ નોંધેલી છે. આને મળતી ઇ. સ. સાલ ૨૭ થી ૬૫ છે.

૨ કાલિદાસ અશ્વઘોષની પહેલાં પોણોસો – સો વર્ષે થયો હોવો જોઇએ એમ રઘુવંશ અને સૌન્દરનન્દના વ્યાપક અને એક દેશીના તફાવત ઉપરથી માલુમ પડે છે.

૩ કાલિદાસે 'માલવિકાગ્નિ મિત્ર' નાટક લખ્યું છે. તેના નાયક અગ્નિમિત્રે ઈ. સ પૂર્વે ૧૫૨ થી ૧૪૪ સુધી રાજ્ય કર્યું હતું એ નાટક ઉપરથી એટલુંજ કહી શકાય કે નાટક-કાર અગ્નિમિત્રથી લગભગ સો એક વર્ષ પછી થયો હશે.

૪ 'માલવિકાગ્નિમિત્ર' નાટકની પ્રસ્તાવનામાં નાટકકાર પોતાની પહેલાં થયેલા સ્વપ્ન વાસવદત્તાના કર્તા ભાસ અને ભાષ્યકાર પતંજલિનાં નામ લે છે. ભાસનાં નાટકોમાં જે પ્રાધાન્ય અનુષ્ટુપ ભોગવે છે તે કાલિદાસનાં નાટકોમાં ગાથા પ્રાપ્ત કરે છે. લોક રૂચિના અને કાવ્યકલાના એ જાણવા જોગ ફેરફારને માટે પોણોસો-સો વર્ષનું અંતર જોઈએ. આ હિસાબે પણ મહાકવિ કાલિદાસ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના મધ્યમાં થયો સંભવે છે.

અભિજ્ઞાન શાકુન્તલ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, રઘુવંશ, કુમાર સંભવ અને મેઘદૂત એ કાલિદાસના મહાન ગ્રંથો તેને અજર અમર રાખે છે. એના સમય વિષે ભારે મતભેદ છે, પરંતુ એના નિવાસ-સ્થાન વિષે કંઇ શંકા કરવાનું કારણ નથી. મેઘદૂતમાં કવિ વિદિશાથી શુદ્ધ ઉત્તરનો માર્ગ પડતો મૂકી મેઘને પશ્ચિમમાં ઉજ્જયિની ભણી આડો ફંટાવે છે તે કુદરતી પક્ષપાત કહી આપે છે કે એ ત્યાંનો વતની હતો. એનો ઉજ્જયિની પ્રત્યેનો પ્રેમ અવંતી ઉપર ઉભરાઇ પૂર્વમાંના દશાર્ણ પર પણ રેલાય છે. પૂર્વમેઘનો ઘણો ભાગ ઉજ્જયિનીના વર્ણનથી રોકાયેલો છે. એ વર્ણનમાં અંતરનો ઉભરો વિષયાંતર થતું જોતો નથી ને ખાળ્યો ખળાતો પણ નથી. કવિના આટલા કથન બાદ હવે આપણે આપણી દૃષ્ટિ કવિના "વિક્રમોર્વશીય" નાટક તરફ ફેરવીશું.

નાટક સાહિત્યમાં કવિનું **अभिज्ञान शाकुन्तल** સર્વોત્તમ પદ પામ્યું છે. એની પડખે મૂકવા જેવું કોઇપણ નાટક હોય તો તે કવિનું **विक्रमोर्वशीय** નાટક છે. એની સર્વ તો મુખ સમૃદ્ધિ જ્યારે ઓછી છે ત્યારે એકલ પાત્રનું ઉદાત્તભાવભર્યું નાટય એવું અદ્વિતીય છે. એની અસાધારણ લોકપ્રિયતા આ સમજનું સમર્થન કરે છે. નવા નવા નાટકકારો થાય છે, નવી નવી ભાષાઓ બોલાય છે, ને લખાય છે તે છતાં હજાર બારસેં વર્ષ પર્યંત રંગભૂમી પરથી ખસતું નથી, તે **विक्रमोर्वशीय.** શેકસ્પિઅરના ' હેમ્લેટ ' નાટયની તુલના, બર્નાડ શૅાના " સેન્ટ જોન " નાટયની તુલના, અને કવિવર ટાગોરના " ચિત્રાંગદા " નાટયની તુલના એકલ પાત્રના ઉદાત્ત ભાવમાં થઇ શકે છે છતાંય કહ્યા સિવાય ચાલી શકતું નથી કે **विक्रमोर्वशीय** તે **विक्रमोर्वशीय** જ છે અને બીજાં બધાં એની હેઠ છે.

શેકસ્પિઅરના " હેમ્લેટ " માં વીર અને કરૂણરસ મિશ્ર છે. અને બીજી રીતે કહીએ તો " tragic " રસ પૂરેપૂરો આચ્છાદેલો છે ત્યારે શૃંગાર રસની આછી બહુજ આછી કવચિતજ છાંટ માલુમ પડે છે. અને તે પણ ઓફેલીઆની ઘેલછામાં છે. હેમ્લેટ'ની ઓફેલીઆ તરફની ભળતી મીટમાં અને ઓફેલીઆની કબર ઉપર તેના ભાઇ લીરટીસની સાથે દ્વંદ્વ યુદ્ધ કરતા પહેલાં 'હેમ્લેટ' ના:–

" I loved Ophellia; forty thousand brothers could not with all their quantity of love make up my sum." શબ્દોમાંજ આ જોવામાં આવે છે. શબ્દો પ્રમાણે કંઇ કર્તવ્ય કરવામાં આવતું નથી. જે કંઈ કાર્ય કરવામાં આવે છે. તેતો તેના હૃદયને ઉત્તેજીત કરવાને બદલે ભગ્ન કરે છે. તેના ચૂરેચૂરા

કરી નાખે છે. ઓફેલીઆની અનેરી આશાની ઉર્મીઓ "I love you not;" શબ્દોથી શાંત થઇ જાય છે. પ્રેમભંગથી ખીન્ન થયેલી ઓફેલીઆના દુઃખમાં ઉમેરો કરતા, દાઝયા ઉપર લવણ જેવા, પડયા પર પાટુ જેવા, મધુરા કુમારના મુખમાંથી શબ્દો નીકળે છે "Get thee to nunnery:—"

અનંતતાના અગમ્ય અંધારા ઓથારમાં છુપાયા શિવાય ઓફેલીઆનો અન્ય શો આરો? "**विक्रमोर्वशीय**" માં પુરૂરવા અને ઉર્વશીના મુખમાંથી નીકળતા શબ્દો પ્રમાણે કર્તવ્ય થાય છે. પુરૂરવા ઉર્વશીની પાછળ ઘેલો - દિવાનો થાય છે. ઉર્વશી પણ તેની તરફ તેટલીજ દિવાની બને છે. લક્ષ્મીની ભૂમિકા ભજવતી આકાશી અપ્સરા ઉર્વશી, લક્ષ્મી સવયંવરમાં પોતાનું હ્રદય ગુમાવી બેસે છે. તેની હ્રદય વિણાના તાર પુરૂરવાના હ્રદય સાથેજ ગુંથાએલા હોવાથી તે ભૂલ કરે છે, ભાન ભૂલી જાય છે, અને વારૂણીની ભૂમિકા ભજવતી મેનકાએ પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તાર આપે છે. "ત્રણે લોકના એકત્ર થયેલા પુરૂષોમાં મારૂં મન પુરૂરવામા રમે છે." પુરૂષોત્તમને બદલે પુરૂરવા શબ્દો તેના પુરૂરવા પ્રત્યેના અથાગ પ્રેમનું સૂચન કરે છે, અને તેને લીધેજ તે ભરત મૂનિનો શ્રાપ વહોરી લઇ આકાશી અપ્સરા મટી માનવ લોકની સામાન્ય માનુની થવાનું પસંદ કરે છે. આ સ્નેહરાણીના પ્રેમમાં લીન થયેલો, મત્ત બનેલો પુરૂરવા પ્રેમની ઘેલછામાં-ગાંડપણમાં તેના સામાન્ય પ્રેમની ખાત્રી કરી આપે છે. એકજ રાગ કાઢતું, એકજ રાહે અનુસરતું આ પ્રેમી યુગ્મ અનંતતાનો - અનંત સહચાર જીવનભર સાધવા તત્પર છે. અને ઉપનિષદનો મહાન મંત્ર "**द्वासुपूर्णा सयुजा सखाया समानं वृक्षं परिश्वस्वजाते**" સાર્થક કરી આપે છે. કયાં હેમ્લેટ અને ઓફેલીઆ અને કયાં પુરુરવા ને ઉર્વશી? બર્નાડ શોના સેન્ટ જોન

નાટયમાં શૃંગાર રસનું તો નામ સુધાંય દેવાયું નથી સેન્ટ જોનની ટીકા કરતાં કેટલાંક આધુનિક અમેરીકન અને આંગ્લ ટીકાકારો કહે છે, કેઃ-

It would have been better if Dunois would have been made lover of Joan to give the romantic leanings to the play.

રવિંદ્ર બાબુની ચિત્રાંગદા એકાકી નાટય છે, પંચાંકી નહિ, અને એકાંકી નાટયના બંધારણ પ્રમાણે ચિંત્રાગદાનો અર્જુન પ્રત્યેનો કવિશ્રી આછો શૃંગારજ આલેખી શકે છે, છતાંય તેમના સર્વેય કાવ્યોનું નિરીક્ષણ કરતાં આપણને માલુમ પડયા વિના રહેતું નથી કે ધાઢો શૃંગાર કવિશ્રીના માનસ વિરુદ્ધજ છે. કવિ વિશારદ કાલિદાસ તે સારી રીતે આચ્છાદી શકે છે. તેનું " **विक्रमोर्वशीय** " વીર – શૃંગાર – કરુણ હાસ્ય આદિ રસથી ભરપૂર છે. અને તેથીજ તે અમર છેઃ—

" પ્રસ્તાવના "

[નાંદી થઇ રહ્યા પછી સુત્રધાર પ્રવેશ કરે છે. અને સ્તુતિ કરે છે.]:—

શાર્દૂલવિક્રીડિત

વિશ્વે વ્યાપક એક પુરુષ કરી વેદાંત જેને ભણે,
સંજ્ઞા ઈશ્વરની જથારથ ધરે જેનેજ, ના અન્યને.
રોધી પ્રાણ મુમુક્ષુ અંતર વિષે શોધે વળી જેહને;
એવો શંભુ સુભક્તિએ સુલભજે, તે શંભુ હો સર્વને.

(સ્તુતિ કર્યાં બાદ સુત્રધાર પ્રેક્ષક વર્ગને નાટયની વસ્તુ સ્થીનિતું સૂચન કરે છે.)

નોંધઃ– **कुमार संभव** માં પણ કાલિદાસ " **जगतः पितरौ वन्दे पार्वति परमेश्वरौ** " ની સ્તુતિ કરે છે. ગ્રંથના પ્રારંભમાં ઇશ્વર સ્તુતિ કરવી એ આદિ સંસ્કૃત કવિઓથી અદ્યાપિ ગુર્જર કવિઓ સુધીની ચાલતી આવતી પ્રણાલીકા છે. બાણ ભટ્ટ **कादम्बरी**નો ઉપાડ કરતાં સ્તવે છે, કે:—

સૃજે રહી રજોમય, પાળે રહી સત્વમય,
સંહારે જે તમોમય, રચીને આ વિશ્વને;
હેતુ એવા સૃષ્ટિ-સ્થિતિ-લયતણા ત્રયીમય.
વંદુ ત્રિગુણાત્મક એ સ્વયંભુ સદા ઈશને;

જયદેવ " ગીત ગોવિંદનો " ઉપાડ કરતાં ભજે છે કે:—

અંધાર્યો ઘન રાધિકે ગગનમાં છાયાં તમ લો વને;
રેણે બાળ બીએ, સ્ફુરે પુલક 'તું લઇ જા ગૃહે કાનને'
એવાં વેણુથી નંદનાં વિચરતાં કુંજે ઘને નિર્જને,
જામી જે જમુના તટે જુગલની જોડી, રૂડું ધન્ય તે.

પ્રેમાનંદ નળાખ્યાનનો ઉપાડ કરતાં પ્રાર્થના કરે છે કે:—

શંભુ સુતનું ધ્યાનજ ધરૂં; સરસ્વતિને પ્રણામજ કરૂં,
આદરૂં રૂડો નૈષધ નાથરે

કવિ નાનાલાલ " જયા અને જયંત"નો ઉપાડ કરતાં જપે છે, કે " પરમ પ્રેમ પરબ્રહ્મ " ... આંગ્લ કવિઓમાં પણ એજ રાહ જોવામાં આવે છેઃ—

Throw away thy rod,
Throw away thy wrath,
O my God,
Take the gentle path.
(Herbert, discipline)
Wilt thou forgive that sin
Where I began,
Wilt thou forgive that sin through
Which I run,
And do run still though still I do deplore?
(Doune. A hymn to God the Father.

## અંક પહેલો.

**સૂચનઃ—**

દારૂણ તપથી ડરતા ઈંદ્રની સુકુમાર અસી, લક્ષ્મીને પણ લજાવનાર લાવણ્યશ્રી, સ્વર્ગ ભુવનને શોભાવનાર સૌન્દર્યશ્રી, પુરાણા મુનિ નારાયણે ઉરમાંથી ઉત્પન્ન કરેલી અપ્સરા ઉર્વશી, મેનકા, સહજન્યા, રંભા, ચિત્રલેખા, ચિત્રસેનાદિ સહચારીઓ સાથે કુબેર ભગવાનની આરાધના કરી પાછી ફરતી હતી, એવામાં અધવચ એકાએક હિરણ્યપુરનો વાસી કેશી દાનવ ચઢી આવે છે. ને ચિત્રલેખા સાથે ઉર્વશીને ઉપાડી ચાલ્યો જાય છે

જાય છે. આથી ગભરાઇ ગયેલી અપ્સરાઓ આક્રંદ કરે છે. સૂર્ય ભગવાનની વંદના કરી પાછો ફરતો પ્રતિષ્ટાનનો રાજા પુરૂરવા એમનું આક્રંદ સાંભળી એમની વા'રે ધાય છે. આક્રંદનું કારણ પૂછી લઇ એમને આશ્વાસન આપી હેમકૂટ પર્વતના શીખર ઉપર એમને બેસવાનું કહી રાજા કેશી દાનવના પંઝામાંથી ઉર્વશીને ચિત્રલેખાને છોડવવા ઈશાન દિશામાં દાનવના આવાસ હિરણ્યપુર પ્રતિ રવાના થઇ જાય છે, અને જોત જોતામાં કેશી દાનવ ને હરાવી તેમને છોડાવી લાવે છે. ગંધર્વરાજ ચિત્રરથ આવી પહોંચે છે. તેની સાથે ઉર્વશી ચિત્રલેખાદિ સર્વે અપ્સરાઓ સૂર ભુવન પ્રતિ સ્વર્ગે સંચરે છેઃ—

"ઉર્વશી સહાય્ય" ના સાદ્ય પ્રસંગની સાથે સાથે કુશળ કારીગરીથી કવિ "ઉર્વશી પુરૂરવાના પરસ્પર પ્રેમનો" ધાઢો પ્રસંગ યોજે છે. મૂર્ચ્છામાંથી શુદ્ધીમાં આવતાં આંખ ઉંચી કરી પુરૂરવાને પ્રથમ વારજ જોતાં ઉર્વશી સ્વગત ઉચ્ચાર કરે છે કેઃ— અહા! ભુંડા દાનવે ભલું કર્યું," "અહા પ્રેમની બોલી શી મધુર છે! અથવા ચંદ્ર તો અમૃતજ વરસે એમાં શું આશ્ચર્ય? ચિત્રરથ સાથે ઈન્દ્રભુવન પ્રતિ સ્વર્ગે સંચરતાં અચકી પડી બહાનું કાઢતાં તે કહે છે, કે "અરે આ મારી વૈજવંતી માળા વેલની ડાળમાં ભરાઇ. બેન ચિત્રલેખા છોડાવતો" ચિત્રલેખા ઉર્વશીનો મનોભાવ કળી જઇ ઉપાલંભથી પ્રત્યુત્તર વાળે છે. "બ્હેન! સજ્જડ ગાંઠ પડી છે. તે છૂટવી મુશ્કેલ લાગે છે." તેવી રીતે પુરૂરવા પણ પ્રથમ વારજ ઉર્વશીને જોતાં સ્વગત ઉચ્ચાર કરે છે, કે "અહા! મહર્ષી નારાયણને છળવા આવેલી સહુ અપ્સરાઓ તેમણે ઉરમાંથી ઉપજાવેલી આ સુંદરીને જોઇ લજવાઇ ગઈ કહે છે તે બરાબર છે. અથવા મારૂ મન તો એમજ કહે છે કેઃ— એ તપસ્વીની સૃષ્ટિ જ ન હોય. !

શાર્દૂલવિક્રીડિત

આનો સર્જનહાર તો; લહું હશે રૂપે રૂડો ચંદ્રમા,
કે ફૂલે ફૂલવંત માસ; રસિયો શૃંગારનો કામ વા,
શી રીતે સરજી શકે, વિષયના વૈરી અને વેદના,
વ્યાસંગે જડ એ પુરાણ મુનિ આ શ્યામા મહા મોહના?

સ્વર્ગે સંચરતાં પૃથ્વીની વેલીએ ઉવર્શીને અટકાવેલી જાણી તે કહે છેઃ — " અહો પૃથ્વી પરની વેલી ! "

(માલ્ય ભારિણી)

કર્યું તેં પ્રિય સ્વર્ગ સુંદરીને,
અટકાવી ક્ષણ વિઘ્ન આચરીને,
અરધું મુખ પાછું વાળી મીઠો;
તીરછી મીટથી જોતી જેથી દીઠી.

ઉર્વશીના ચાલ્યા ગયા પછી પુરુરવા કહે છે. અહા આ અપ્સરા!

( આખ્યાનકી )

છેદાયલા નાલથી તંતુ જેમ
ગ્રહી પળે હંસણી વ્યોમ તેમ
ભેદાયલા દેહથી હૈયું હાવે
હરિ લઈને સ્વર્ગે સિધાવે.

કામે કેવો કહેવો ? જેના સાંસા તેનોજ શોષ ?

નોંધઃ— બાણ ભટ્ટે " કાદમ્બરી " નું ઉર્વશીના જેવુંજ આકર્ષક સ્વરૂપ આલેખ્યું છેઃ— " બાલ્યાવસ્થા જાણે અપુણ્યશાલી હોય તેમ કાદમ્બરી તેનો ત્યાગ કરતી હતી. પિતાએ દાન કર્યા વિના પણ કામાવેશથી જાણે પરવશ થઇ જઇને યૌવન એનું ગ્રહણ કરતું હતું, પ્રજાપતિને હાથે અતિશય દબાયલા મધ્ય ભાગમાંની ગળી પડેલો, જઘન શિલાતલના પ્રતિઘાતથી જાણે દ્વિધા વિભકત થયેલો લાવણ્ય જલનો પ્રવાહ હોય એવું એનું ઉર-યુગલ શોભતું હતું. સુકોમલતાને લીધે સ્પર્શ કરતાં પ્રજાપતિની જાણે અંગુલીમુદ્રા અંદર ડૂબી ગઇ હોય એવી આવર્તયુકત એની નાભી હતી. એના બાહુ મૃણાલ-દંડ જેવા શોભતા હતા. એના સુંદર ઓષ્ઠ નૌયૌવનના પવનથી ક્ષોભ પામેલા રાગ સાગરમાંથી નીકળતા તરંગ જેવા તથા પરવાળાંના છોડ જેવા રાતા હતા. ગાલ, લાલ, શ્વેત તથા સ્વચ્છ કાન્તીના હોવાથી રસથી ભરેલી માણિકય શુકિતના સંપુટ જેવા શોભતા હતા. અને એની નાસિકા રતીની વિણા વગાડનારા રત્નમય " ગજ " જેવી સુશોભિત હતી. એનું ચક્ષુ-યુગલ મુખલક્ષ્મીને વસવાનો ક્ષીર સાગર હતું. અને એની બે ભ્રમરો મદ મત્ત યૌવન કુંજરની ભ્રમરો જેવી હતી. અને એનું મુખ ચંદ્રમાને પણ લજ્જા આપતું હતું.

સરખાવોઃ- સોહે ભૂષણનું એ ભૂષણ, શણગારનોય શણગાર,<br>
ઉપમાનજ ઉપમાનનું, તન તે તરૂણીનું નિરધાર.

## કાલીદાસ-વિક્રમોવંશીય અંક—૨.

પ્રેમાનંદે પણ દમયંતીનું આબેહુબ વર્ણન કર્યું છેઃ—

દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;<br>
અભિમાન મૂકી લજ્જા આણી પાતાળ પેઠો નાગ,

ભિમક કુમારીનું વદન સુધાકર, દેખીને શોભાય,
જોઇ જોઇને ચંદ્રમા ક્ષિણ પામે, તે અભ્રમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર.
તે તેજનું પ્રજાપતિએ ઘડ્યું દમયંતીનું ગાત્ર.
તેમાંથી કંઈ શેષ વાધ્યું, ઘડતાં ખરો પડીઓ;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડીઓ.

આંગ્લ કવિજનો Thomas Campion & Lord Byroa પણ શકિત અનુસાર સારૂં વર્ણન કરે છે.

There is a garden in her face
Where roses and white lilies grow
A heavenly paradise is that place
Where in all pleasant fruits do flcw
[Thomas Campion]

There be none beauty's daughter
With a magic like thee
And like music on the waters
Is thy sweet voice to me.
[ Lord Byron. ]

## વિષ્કુંભક ૧.

સૂચનઃ— વિષ્કંભક ૧ લામાં ઉર્વશી સાથેના પ્રેમ પ્રસંગની વાત પુરૂરવાના મિત્ર માણવક પાસેથી મહારાણી કાશીરાજપુત્રીની ચતુર દાસી

નિપુણીકા યુક્તિથી જાણી લે છે. તે જણાવવામાં આવે છે. તરણા ઉપર ઝાકળનું ટીપું ઓછુંજ ટકવા પામે છે !

નોંધઃ– કાલિદાસના નાટયોનો વિષ્કંભકનો પ્રવેશ Greek tragedy માં Choric characters ત્રણ ફર્જ અદા કરતાં હતાં તેને મળતો છે. (૧) મુખ્ય પાત્ર અને પ્રેક્ષકવર્ગ વચ્ચે સંદેશ વાહકની, (૨) રંગભૂમી ઉપર મુખ્ય પાત્રનું વિવરણ કરનારની અને ટીકાકારની, અને (૩) નાટયના વિધવિધ પ્રસંગ અને અંકની ખાલી જગ્યા પૂરવાની, સમય, સ્થાન અને કર્તવ્યની એકતા ગ્રીક રંગભૂમિ પર Choric characters ના પ્રતાપેજ સાધ્ય કરી શકાતી હતી. કાલિદાસનો વિદૂષક અને શેક્સપીઅરનો fool સમાન કર્તવ્ય કરનારા છે આંગ્લ રંગભૂમિ ઉપર

Greek choric characters ને બદલે Shakespeareનો fool અને આધુનિક ગુર્જર રંગભૂમિ ઉપર વિદૂષકને બદલે હાસ્ય ઉપજાવનાર comic પાત્રો ઉતારવામાં આવ્યાં જણાય છે.

## " અંક બીજો "

સૂચનઃ ઉર્વશીની લ્હેમાં લીન થયેલો રાજા પુરૂરવા અહલ્યાને જંખતા ઇંદ્રની પેઠે ચેન નહિ પડવાથી પોતાના મિત્ર માણવકની સાથે એકાન્તમાં પ્રમદ વનમાં જાય છે. એવામાં મન્મથ–મારની સમાન સ્થિતિ ભોગવતી ઉર્વશી ચિત્રકલા સાથે આકાશ માર્ગે પ્રમદ વનમાં આવી પહોંચે છે, અને તિરસ્કરણી વિદ્યાથી ગુપ્ત રહી રાજા તથા તેના મિત્રની વાતચીત સાંભળે છે. મદન વિકારથી પોતાની અસહ્ય સ્થિતિનો ઉલ્લેખ કરતો એક ભોજપત્ર લખીને ઉર્વશી નાખે છે. પત્ર વાંચ્યા પછી હર્ષિત

થતો રાજા એ પત્ર માણવકને સાચવવા આપે છે. ત્યાં તિરસ્કરણી સંવરી લઇ ચિત્રલેખા પુરૂરવા પાસે પ્રત્યક્ષ થાય છે. અને પુષ્પધન્વાથી પિડીત ઉર્વશીને સહાય કરવાનું નિમંત્રણ કરે છે. ત્યાં કામદેવથી કૃષ થયેલો પુરૂરવા પોતાની ઉર્વશીના કરતાંય ભુંડી દશા થયાનું ઉલ્લેખન કરે છે. ચિત્રલેખા રાજાનો સંદેશ ઉર્વશીને પહોંચાડે છે, ત્યારે ઉર્વશી તિરસ્કરણી સંવરી લઈ પુરુરવા સમક્ષ પ્રત્યક્ષ થઇ, પ્રણામ કરે છે. રાજા તેને માનસહ અંકમાં લે છે. બંને રાગી હ્રદયો એક બીજા સાથે એક થવા જાય છે, એટલામાં તો આકાશવાણી સંભળાય છે:– "અરે ચિત્ર-લેખા ! ઉર્વશીને લઇ વહેલી આવ. ભગવાન ભરતમુનિ લોકપાળ પાસે લક્ષ્મી સ્વયંવરનો ખેલ સારી રીતે ભજવાયલો જોવા અત્યારે ઇચ્છે છે." આ વાણી સાંભળી ઉર્વશીનું મોં ઉતરી જાય છે. પણ મહા દુઃખે પુરૂ-રવાની રજા લઇ, છૂટી પડી સખી સાથે સ્વર્ગે સીધાવે છે ઉર્વશીના ગયા પછી રાજા મનને વિસામો આપવા માણવકની પાસેથી ભોજપત્રની માગણી કરે છે. અપ્સરા ઉર્વશીનું સ્વરુપ જોવાની તન્મયતામાં ભાન ભૂલી ગયાનું, ભોજપત્ર પડી ગયાનું, અને પવનથી ઉડી ગયાનું માણવક જણાવે છે. રાજા અને તેનો મિત્ર બંને ભોજપત્રની શોધ કરી રહ્યા છે. એવામાં મહારાણી કાશીરાજપુત્રી પોતાની ચતુર દાસી નિપુણીકા સાથે પ્રવેશ કરે છે, અને અપ્સરાના એ રસીયા રાજાને ભોજપત્રની ભેટ કરે છે. મહારાણીને જોતાં મહારાજા ગભરાઇ જાય છે. અને "અમે એ પત્ર નથી શોધતા." એવું બહાનું કાઢે છે. રોષ ત્યજી કૃપા વરસાવવાની રાજા રાણીને યાચના કરે છે. એની યાચનાને તીરસ્કારી કાઢી રાણી દાસી સાથે વર્ષાકાળની નદીની પેઠે ક્ષોભ ભરી ચાલી જાય છે. રાજા અતિશય પસ્તાય છે. એવામાં મધ્યાન્હ થવાથી સ્નાન ભોજનાદિ ક્રિયા કરવા બંને જાય છે.

અંક બીજામાં પુરુરવા તેમજ ઉર્વશીના પરસ્પરના ગાઢ થતા જતા પ્રેમનું વિવરણ છે. પ્રેમની મધ્યાવસ્થા અત્રે અંકિત કરવામાં આવી છે. સપત્નીનું સાલ કેવું નડે છે, તેનો પણ ખ્યાલ આપવાનો પ્રયાસ કર્યો છે. પ્રેમમૂર્તિની અંદર એવી અજબ આકર્ષક શક્તિ હોય છે. કે તે પ્રથમ દૃષ્ટિએજ હૈયાને હરી લે છે. તેને પરવશ બનાવી દે છે. એ પ્રેમ-મૂર્તિ સિવાય અન્ય કશામાંય મન પરોવાતું નથી, ચિત્ત ચોંટતું નથી, ચેન પડતું નથી. તેને બીલકુલ ગોઠતુંજ નથી. મદનવ્યથાની એવી બેચેન દશાનું વિવરણ કરતો પુરૂરવા કહે છે:—

[ગાથા]

જોતાં વારજ હૈયું વિરામશરે; વીંધી લીધી વીરામશરે;
તેજ પળે તેજ માર્ગે ઉરવશીએ દિવ્ય ઉરવશીએ.

મધુરી માધવી લતાના દર્શનમાં તે આંખ ઠારવાનો ઉપાય કરે છે, પણ

[ગાથા]

ફૂલે ફૂલી અંગે લચી રહેલ; વનવેલમાં ન અરે,
સૂર રમાના રૂપે વંઠેલી આંખલડીજ ઠરે.

અને તે ઉદ્દ્ગાર કાઢે છે:—

[માલિની]

અસુલભ લલનાની ન્હે ન ટાળી ટળેને
સ્મર મમ મન મૂળે પંચ બાણે હણે છે

તેનો મિત્ર માણવક તેને નિદ્રાવસ્થામાં સ્વપ્ન સમાગમ કરવાનો ને તેની છબી ચિતરી મન ઠારવાના ઉપાય બતાવે છે. તેને પુરૂરવા પ્રત્યુત્તર આપે છે:—

( હરિણિ )

દરશન થવું સ્વપ્ને શાનું ? શરો સ્મરના અરે,
નિંદલડી હરે સાલી સાલી નિરંતર અંતરે.
છબી ચીતરવી તે એ નેહે હું દોરૂં ન દોરૂંને;
પુરીજ કરવા નાદે આંસુજ દૃગે ભરાઈને.

મન્મથ-મારથી ઉર્વશીની પણ એવીજ અસહાય્ય સ્થિતિ છે તેનો તે ભોજપત્રમાં ઉલ્લેખ કરે છે.

( ઈંદ્ર ગોપ )

જેવી મુજને અજાણ પણમાં અંતરે લહે,
તેવી અનુરક્ત નાથ પ્રતિ, હોઉં જતો કહો.
નંદનના વાયુ ભભુકાવે લાહ્ય કાય કાં ?
રોળાઈ પારિજાતનું શયને વિલાય કાં ?

નોંધઃ— કાદમ્બરીને જોયા પછી ચંદ્રાપીડની અવસ્થાનું વર્ણન કરતાં બાણભટ્ટ લખે છે કેઃ—

ચંદ્રાપીડ કાદમ્બરીને વિહ્‌વલ થઇ ગયેલા બલરામ જેવો દેખાયો કાદમ્બરીના હ્રદયમાં પ્રવેશ કરતા મદનનો પણ એક જાણે બીજો મદન ઉત્પન્ન થયો, જે કાદમ્બરી સહિત ચંદ્રાપીડના અંતઃકરણમાં પેઠો. તેણે કરીને એ પણ ગંધર્વ રાજપુત્રીના રત્નાભરણની પ્રભાને પણ આચ્છાદન વસ્ત્ર જેવી ગણવા લાગ્યો. પોતાના હૃદયમાં તેના પ્રવેશને પણ પરિગ્રહ માનવા લાગ્યો. તેના ભૂષણ-રવને સંભાષણ ધારવા લાગ્યો. પોતાની સર્વ ઇન્દ્રિયોના હરણને પણ પ્રાસાદવત્ત માનવા

લાગ્યો. અને તેની દેહ-પ્રભાના સ્પર્શથી પણ સુરત. સમાગમનું સુખ ભોગવતો હોય એમ એ કલ્પવા લાગ્યો. વળી તે ચિંતામાં પડયો,

મારી સામું એ અશ્રુ ભરેલી, રાગયુકત તથા હ્રદયની અંદર વાગતાં કામબાણની પુષ્પરજ પડી હોય, એમ જરા મીંચાયેલી, આંખથી કટાક્ષ વડે જોયાં કરતી હતી. હું જ્યારે એના ભણી દષ્ટિ કરતો, ત્યારે શરમાઈ જઇને એ શ્વેત સ્મિત પ્રભા-રૂપી જાણે વસ્ત્ર વડે, પોતાનું આચ્છાદન કરતી હતી. મારાથી શરમાઇને મુખ ફેરવી દઇ, જાણે મારા પ્રતિ-બિંબને પ્રવેશ કરાવવાની લાલચે એ પોતાના ગાલરૂપી દર્પણને મારી તરફ ધરતી હતી.........

ચંદ્રાપીડને જોઇ કાદમ્બરીની અવસ્થાનું વર્ણન કરતાં બાણભટ્ટ લખે છે,

કુમારને જોયા પછી પ્રથમ રોમોગ્દમ, પછી ભૂષણ-રવ અને છેલ્લે કાદમ્બરી ઉભી થઈ. મદન-વિકારથીજ એને આ સમયે શ્વેદ થઇ આવ્યો. પણ તેનું કારણ જાણે સત્વર ઉઠવાનો શ્રમ હોય એમ જણાયું. એની ગતિને ખરેખરો રૂંધનારોતો ઉરૂ-કંપજ હતો. શ્વાસોચ્છવાસ ચાલવાથી એનું વસ્ત્ર કંપવા લાગ્યું. આનંદથી એની આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં. લજ્જાને લીધેજ એનાથી બોલાયું નહિ. મદન-બાણના પ્રથમ પ્રહારથીજ, વેદનાથીજ એને સીત્કાર થવા લાગ્યા. પરંતુ પુષ્પના ઢગમાંથી કેતકીનો કાંટો વાગ્યાથી તે ઉત્પન્ન થયો હોય એમ જણાયું. અને કંપથીજ એનો હાથ ધ્રૂજવા લાગ્યો. સ્વેદ જળમાં સ્નાન કીધા પછી— "અનંગે તમને અર્પણ કરેલી આ દાસીનું ગ્રહણ કરો—" એમ કહીને જાણે પોતેજ એને આધીન થતી હોય, તેમ તથા આજથી મારો જીવ તમારે હાથ છે – એમ કહીને જાણે પોતાનોજ જીવ આપતી હોય, તેમ પેલી

પાનની બીડી ચંદ્રાપીડના હાથમાં મૂકી "સખી ! ચંદ્રાપીડ ક્યાં ઉતારશે?" એવા મહાશ્વેતાના પ્રશ્નનો તેણે પ્રત્યુત્તર આપ્યો કે:— "સખી" ! મહાશ્વેતા ! તારે એવું શા સારૂં કહેવું પડે છે ? દર્શન દીધું ત્યારથી આ શરીરના પણ એજ પ્રભુ છે, તો પછી મહેલની, વૈભવની કે પરી- જનની તે વાતજ શી ? જ્યાં એમને ગમે, અથવા મારી પ્રિય સખીને ગમે, ત્યાં એ સુખેથી રહે. તેણે વિચાર કર્યો:— મારી ઇન્દ્રિઓએ જાણે મને બાંધીને એમને સ્વાધીન કરી દીધી હોય; દાસી કરી દઇને જાણે અનુરાગ લઇ ગયો હોય; અને હ્રદયે એના ગુણના બદલામાં જાણે મને વેચી દીધી હોય તેમ હું તેમનીજ થઇ ગઇ છું.......

જયદેવ ગીતગોવિંદના સર્ગ ત્રીજા અને ચોથામાં શ્રી કૃષ્ણ અને રાધાના પરસ્પર વિરહનું અચ્છી રીતે વિવરણ કરે છે શ્રી કૃષ્ણ વિરહનું બયાન કરતાં તે લખે છે:—

પ્રેમના બંધમાં બાંધ્યા; શ્રીરાધા રટના ઉરે,  
ગોપાળે વ્યાકુળા ગોપી; ગરવી તજી નીસરે.

વ્રજકુંજમાં રાસેશ્વરીને સંભાળી વિહ્વળ ચિત્તથી તેઓ અત્યંત શોચ કરે છે:— હરિહરિ ! અનાદર ભરી ગરવી ગોરી રીસાઇ:—

ઉચરતી શું એ હશે ? કરતી હશે શું એહ?  
ભવન, ધન; જન, જીવને મન મન વિરહ મહીં ખેહ.  
નહિ કરૂં કદી આમ માનની ! માનની કર મ્હેર,  
સાંખી ન શકે, ઝાંખી દે, વપુ વિષમ શરનું વેર.

સખી કૃષ્ણને રાધાનો વિરહ જણાવે છે કે:—

( શાર્દૂલવિક્રીડિત )

કંદર્પ જ્વરથી બળી બળી થતી, તન્વંગી તે નાથરે !
ચંપા–ચંદન ચંદની કુમળની, વાતેજ વ્હીલાય છે.
એકાંતે પણ તે શીળી અવનવી; મૂર્તિ તમારી ઉરે;
ધારી ધારીજ–જાવરી વિરહથી; લે શ્વાસ વ્હાલી કયમે.
લોથે ધ્યાન વિષે બૂડે, દગ બીડે કંપે રૂંઆં પાંગરે;
સિત્કારો સૂચવે, લવે, ઉઠી ઉઠી દોડે પડે ભુતળે.
ઝોબાએ અતનું જ્વરે, સુતનુ તે, કીજે કૃપાને સુરે,
લીજે હે રસવૈદ્ય ! તે તમ રસે જીવે, ન બીજે વળે.

કવિ પ્રેમાનંદ નળાખ્યાનના છઠ્ઠા અને સોળમા કડવામાં નળ અને દમયંતીના પરસ્પર વિરહનું વૃત્તાન્ત આબેહુબ રીતે કરે છે નળના વિરહનું તે વૃત્તાન્ત આલેખે છે:—

અનંગ અનળ તે નળને પ્રગટયો વન ગયો વન્હિ સમાવા,
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા.
સુંદર કુમુદીની સરોવર માંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી તે અનળ બમણો વ્યાપ્યો સાંભરી દમયંતી.
શીતળ વાયુ વન્હિ સરખો, લાગે શયને નત;
નગ્ન વૃક્ષ છે કદળીનાં, તેને દેતો આલિંગન.
રભન ચુંબન કરે કોળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ મોટો મેગલ ત્રાડે !

દમયંતીના વિરહનો તે ખ્યાલ આપે છે કે:—

હંસ વળાવીને વળી વનીતા; જયાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
વણાણ બાણ શ્યામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી,
રોમે રોમે વહની પ્રગટયો લાગી તાલાવેલી,
ઘડી ઘડી ઘરથી બહાર નીસરે; બેસે જઇને અટારી,
ચંદ્ર કિરણ અગ્નિથી અદકાં, દેશે સુજને બાળી.
પણ પરણ્યાં વ્યાકુળ કરવા વ્યોમ વસ્યો છે પાપી;
શું કહીએ કમળાપતિને,! રાહુનું મસ્તક નાખ્યું કાપી.
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારૂણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે, નિદ્રા ન આવે, વાત તણો નહી ભાવ.
અગ્નિના તણખા સરખી લાગી, ઢાઢક ચરચે જેહ,
વાયુ વ્યાધના બાણ સરીખો, નીસરે સોંસરો દેહ.

કવિ ન્હાનાલાલ તેમના જયા અને જયંત નાટકના પહેલા અંકના પાંચમા પ્રવેશમાં કાશીરાજ અને શેવતીના પ્રેમાલાપના ઉદ્‌ગારોનું વિવરણ કરે છે કે—

એ ટહુકો જગતની કોયલ બોલી. પુષ્પ પુષ્પની પાંદડીમાં પ્રગટાવે છે કિરણો એ ટહુકાર દીલ દોડી ગયું ને દેહ રહી. આવશે તે તુજ પૂજનાર્થે સુંદરી. ઝળહળે છે. તારી સૌન્દર્ય જ્યોતિ ઉડે છે, ત્યાં આ પ્રાણનું પતંગ અને એ વેણું ! કોણે વાઇ એ હૈયાવેંધણ વેણું ? કંદર્પનોજ અવતાર પ્રાણમાં પૂર ચઢે છે. નીરખી નીરખી એમને તો દીલને દીલ અડકે રાજેન્દ્ર તો દીપક પ્રગટાવે અજબ જ્યોતના.

આંગ્લ કવિજનો પણ એજ રાહે અનુસરતા લાગે છેઃ—

His face is fair as heaven,
When singing buds unfold;
His breast is dove's all-worshipped tomb
Where all Love's pilgrims come.

[William Blake.]

She stood Creast-high amid the corn,
Clashed by the golden light of morn,
Like the sweet heart of the sun,
Who many a glowing kiss had won.

[Thomas Hood Ruth].

## વિષ્કંભક ૨.

આ વિષ્કંભકમાં ભરતમુનિના શિષ્ય ગાલવ અને પૈલ મારફતે જણાવવામાં આવે છે, કે લક્ષ્મી સ્વયંવરના ખેલમાં લક્ષ્મીની ભૂમિકા ભજવતી ઉર્વશીને વારૂણીની ભૂમિકા ભજવતી મેનકાએ પ્રશ્ન પૂછયો. " બ્હેન! તારૂં મન કોનામાં રમે છે?" ત્રણ લોકના ઉત્તમ પુરૂષો અત્ર એકઠા થાય છે. ત્યારે ઉર્વશી "પુરૂષોત્તમમાં" કહેવાને બદલે "પુરૂરવામાં" કહી દે છે. ભરતમુનિ કોપાયમાન થાય છે. અને તેને શ્રાપ આપે છે કેઃ—

"અરે હૈયાસુની!" મેં કંઈ કહેલું ને તેં કંઇ કર્યું. તેથી પડ પૃથ્વીમાં." પછી ખેલની સમાપ્તીએ જ્યારે ઉર્વશી શરમની મારી નીચું જોઇ રહી હતી, ત્યારે ઇંદ્ર ભગવાને તેની ઉપર અનુગ્રહ કરી કહ્યું:—

જેમાં તારૂં ચિત્ત ચોટયું છે, તે રાજર્ષી પુરૂરવા તને બહુ ચહાય છે. માટે જા તારાથી એ સંતાનનું મોં જુએ, ત્યાં સુધી તેમની સાથે સુખેથી રહે એ મારા રણુ સહાય છે."

## અંક ત્રીજો.

રાજા પુરુરવા પોતાના મિત્ર માણવક સાથે ઉર્વશીના પુનર્મિલનની ચિંતા કરતો બેઠો છે. તેવામાં પાયે પડેલા પીયુને તુચ્છકારી કાઢનારી, પાછળથી નિજ પ્રમોદથી લાજનારી. પસ્તાનારી, ચાંદ્રાયણવૃતના પ્રબંધથી દોષ ધોઇ નાખવા ઈચ્છનારી મહારાણી કાશીરાજપુત્રી ચાંદ્રાયણ વૃત ઉજવવા આવે છે. અને રાજનને સાથે લઇ ચંદ્રભગવાનની સ્તુતિ કરે છે કેઃ—

" ચંદ્ર ભગવાનને રોહીણી સહ સજોડે સાક્ષી રાખી આ હું કહું છું, કે જેને આર્ય પુત્ર જંખે છે, ને જે આર્ય–પુત્રને મળવા તલસે છે, તે સુંદરીએ આજથી મારી આડખીલી ન લેખવી. " ચંદ્રાયણ વૃત ઉજવી મહારાણી કાશીરાજપુત્રી ચાલી જાય છે. તેના ગયા બાદ રાજા પાછો ઉર્વશીની ચિંતામાં ગરક થઈ જાય છે એવામાં ઉર્વશી જેણે તિરસ્કરણી વિદ્યા વડે છુપાઇને રાજાના, માણવકના, અને મહારાણીના સર્વેય વિચાર જાણ્યા હતા, તે પ્રગટ થાય છે. રાજા તેને હૈયાના ઉમળકે વધાવી લે છે. અને પોતાની સાથે ઉર્વશીને બેસાડે છે. ઉર્વશીના સમાગમથી પોતાને ભાગ્યશાળી માનતો રાજા ધન્યતાના ઉદ્‌ગાર કાઢે છે.

ઉર્વશી તેવીજ રીતે પુરૂરવાની સહચરી થઇ રહેવાનું પસંદ કરે છે.

એમ પરસ્પર એક બીજાને અભિનંદતાં, સર્વે સુખ અનુભવતાં,

અનુભવતાં, બન્ને આનંદની ખરેખરી સીમાએ પહોંચે છે.

અંક ત્રીજામાં પુરુરવા તેમજ ઉર્વશીના પરસ્પર ગાઢ પ્રેમનું વિવરણ છે.

પ્રેમની નિગુઢાવસ્થા અત્રે અંકીત કરવામાં આવી છે ઉર્વશી વિરહથી વ્યાકુળ બનેલો પુરૂરવા પોતાના મિત્ર માણવકને કહે છે:— મિત્ર ! રાત્રિ વધે છે ! તે સાથે કામજવર પણ વધે છે. માણવક શીખામણ આપે છે:— ત્યારે મહારાજ, આ ચંદ્રનાં અમૃતમય કિરણો સેવોને તેને પુરૂરવા પ્રત્યુત્તર આપે છે:— એવા એવા ઉપાયોને આ રોગ પત કરે એવો નથી. જો ભાઈ,

( હરિણી. )

કમળ દળની ના શય્યાએ, ન ચંદ્ર તણા કરે,
નવ મલયજે, ન માળાએ, ન મોતી સરે સરે;
મનમથ તણો આતો વ્યાધિ, પ્રિયા મમ સંહરે,
ઉરવશીની કે એકાંતે કંઈ કથાજ વ્યથા હરે.

અને આ સ્થિતિમાં:—

( અનુષ્ટુપ )

સ્કંધ આ એહના સ્કંધે ચંપાયો જે સુધન્ય તે,
સાર રૂપ ભણું ભાર અંગ, અન્ય અધન્ય તે.

આવા અત્યંત વિરહમાં જયારે પ્રેમમૂર્તિનું મીલન થાય, ત્યારે સત્યાનંદની ઘડી આવી પહોંચે છે, ઉર્વશી મીલનથી પુરુરવાને પણ એમજ થાય છે. અને તે કહે છે, કે, ખરેખર, મિત્ર, હું આ અહોભાગ્ય માનું છું, શાથી જે........

[ વસંત તિલકા. ]

ભૂપાલ મૌલિ કિરણો ચરણે સ્ફુરાવી;
ને છત્ર છત્રપતિનું શીર સોહરાવી.
માનું ન મિત્ર, મનમાં કૃત-કૃત્ય તેવો,
મોંઘેરૂં દાસ્ય દયિતા તણું પામી જેવો.

અહો, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કેવી અનેરી અસર કરે છે.........

[વસંત તિલકા]

તે ચંદ્રનાંજ કિરણો સુખ ઉપજાવે;
તે કામનાંજ શર અંતર ઉગમાવે,
પૂરવે વિયોગ મહીં સાલતું, તેજ હાવે,
સંયોગમાં સવળુ, રહેતું સઉ સુહાવે.

કારણ કેઃ—

દુઃખ જો સુખ આવ્યું, તે લાગે છે બહુ મીઠડું;
હોય શીળું વધું તોયે, તપ્તને વડ જૂથડું.

નોંધઃ— ગીત ગોવિંદ સર્ગ ત્રીજામાં જયદેવ કૃષ્ણ વિરહનું ધ્યાન આપે છે. રાધા વિરહી કૃષ્ણ વિહ્વળ ચિત્તાથી મદનને સંબોધે છેઃ—

( હરિણી )

કુવલય ગળે વીંટયાં છે આ, હળાહળ એ નથી;
ઉર કમળની માળા છે આ, નથી અહીં વાસુકી.
રસ સુખડનો અંગે છે આ, વિભૂતિ નથી નથી;
નથીજ હર હું; મારે કાંરે; અનંગ ! ચૂકી ઝૂકી.

( શાર્દૂલવિક્રીડિત )

આંબા મોર કરેજ ધરમા, ચાપેયમાં અર્થ એ;
લીલા એ જગ જીતી લેઇ જશ શો ઘાયલનો ઘા કર્યે?
તાતા નેત્ર શરેજ એ યુવતિના, વિંધાઈ વિંધાઇને;
ધૂમાતું મનડું મેનાજ ! મુજ આ, જો, જો, હજી એ જળે.

ગીત ગોવિંદમાં કૃષ્ણ વીરહી રાધા પણ એવીજ સ્થીતિ અનુભવતી વદે છે:—

( વસંત તિલકા )

રે દક્ષિણા નિલ! અદક્ષિણ તું બને કાં ?
દે દેહડી દહીજ, અગ્નિ સખા! સખા થા,
ને મુજને પણ અનંગ! અનંગ કીજે;
આ પ્રાણ પંચશર! પંચશરે હરી જે.
ખારા દવે અવભવે ભવને ન રૂચે;
આ જીવને જીવણજી વણ શલ્ય શું છે ?
હાં. સીંચ બ્હેની જમની, જમુના તું કારી;
કાલીયનું વિષજ આલી! અરે વિચારી.

( શિખરિણી )

નિહાળંતાં નેહે નવલ કુંજે પિયુજીને;
અપાંગો ઓળંગી શ્રવણ પુટ વિધંત વધીને.
રસીલી રાધાનાં મદન મદઘેલાં નયન એ:
પ્રમોદાશ્રુરૂપે શ્રમ જળ તણાં બિંદુજ ઝરે.

પછી ધીરે ધીરે...........

સરી શય્યા પાસે સુતતું મદને મીણી અધૂરી,
દગો એ ભાળંતી પ્રિયતમ તણી મૂરતિ અધૂરી.
અને મિષે આડું જોઈ મલપતી ખસી સૌ સહી તહીં;
વિલોકી તે લાજી યુવતી-તણી લાજી જતી રહી.

આંગ્લ કવિજનો પણ વિરહ અને સમાગમના આવાજ સુર કાઢે છેઃ—

Come away, come away death.
And in sad cypress let me be laid.
Fly away, fly away, breadth.
I am slain by a fair cruel maid.
[William Shakespeare.)

At her feet I knelt
And gazed up from her feet, into her eyes;
Her face was bow'd, we breathed each other's sighs
We did not speak, not move we, looked, we felt.

Drooped was her head,
One hand in mine; and one pensively
Went wandering through my hair
We were together.
How ? Where ? what matters ?
Somewhere in a dream,

Drifting, slow drifting down a wizard stream
Wither ? Together; then what matters Wither ?
(Earl of Lytton.)

## વિષ્કંભક ૩

આ વિષ્કંભકમાં ઉર્વશીની સહચારીણીઓ ચિત્રલેખા અને સહજન્યા મારફતે જણાવવામાં આવે છે કેઃ--

અમાત્યોને રાજકાજ સોંપી, અનેક દિવ્ય વનોમાં વિહાર કરી છેવટે રાજા ઉર્વશી સાથે ગંધમાદન વને આવે છે. અહીં મંદાકીનીના કોરા રેતાલ પટમાં ગંધર્વ કન્યા ઉદયવતી ખેલતી હતી, તેને તે જોવા રહે છે. એટલે બાર વરસના વિહારની સહચારીણી રિસાઈ જાય છે. તેને મનાવવાને રાજા ઘણાં ઘણાં વાનાં કરે છે. પણ તે કંઇ કાનેજ ધરતી નથી. ભારે રોષના આવેશમા ભાન ભૂલી, સ્ત્રી વર્ગના ત્યજવા યોગ્ય કુમાર વનમાં પગ મૂકતાં તે બદલાઇને વેલ બની જાય છે.. દૈવ સારાને કે નરસાને – એકેને મૂકતું નથી કેવું વહાલને કેવા હાલ ! રાજા એ વહાલી સખીને વનમાં શોધ શોધ કરે છે. તાકડે વાદળાં ચઢી આવ્યાં છે. સુખીઆં સંજોગી જીવને પણ મેઘ વ્યાકુળ કરે છે, ત્યારે આતો દુઃખીઓ અને વિજોગી જીવ છે. એની કેટલી બૂરી દશા ?

## અંક ચોથો

નવપલ્લવને ફૂલના ગુચ્છાનાં છોગલાં શિરે સુહાવી, વ્હાલીના વીજોગે ઘેલો થઇ ગયેલો તેની શોધ કરતો રાજા પુરૂરવા ઉન્મત દશામાં પ્રવેશ કરે છે. તે મેઘને દૈત્ય માની ઉર્વશીને હરી જતો ધારે છે. અને હરીઆળી જમીનના કકડાને ઉર્વશીનું કાપડું માને છે...તે નીલકંઠને, ચકો-

વાકને, કોયલને, હંસને, મધુપને, ગજરાજને, સુરભીકંદરને, નદીને અને કાળીઆર મૃગને ઉર્વશીની ભાળની ખબર પૂછે છેઃ— તે નીલકંઠમાં ઉંચી ડોક વાળી ઉર્વશીની, કોયલમાં પ્રેમીજનની દૂતિની, હંસમાં ઉર્વશીની ચાલની, મધુપમાં સુવાસની, ગજરાજમાં વિરહી રાજાની, સુરભિકંદરમાં અપ્સરા નિવાસની, નદીમાં ક્રોધાયમાન ઉર્વશીની, અને કાળીઆર મૃગમાં તેની સખીની અનેરી દૃષ્ટિની કલ્પના—ધારણ કરે છે પરંતુ આ કલ્પના—ધારણા ખોટી પડતાં પ્રબળ પસ્તાય છે, અને નિશ્વાસ નાખી તનમનનું ભાન ભૂલી આગળને આગળ ચાલ્યા કરે છે. ઉર્વશીને ઢૂંઢ્યા કરે છે. એવામાં તેના હાથમાં સંગમનીય મણિ આવે છે. મણિને લઇને જયાં ઉર્વશી અદૃશ્ય થઇ હતી, તે કુમાર વનમાં પાછો આવે છે. ત્યાં એક પણ ફૂલ નથી. છતાંય પ્રિય લાગતી માધવી લતા જુએ છે. એ લતા—એ વેલ, તેને વીણીને ચૂંટી તેની પ્રિયતમા ઉર્વશીજ છે. એવો ભાસ થાય છે તેથી તેને ભેટવાની ઉલટ થાય છે. અને સંગમનીય મણિ સાથે તેને ભેટે છે. તેજ ક્ષણે વેલ બદલાઇને ઉર્વશી થઈ જાય છે. ઉર્વશી શાપનું સકળ વૃતાન્ત કહી પુરૂરવાની ક્ષમા યાચે છે, જે પુરૂરવા ઉદાર હૃદયથી બક્ષે છે પછી બન્ને સુખદુઃખની વાતો કરતાં મેઘ વિમાનમાં બેસી પ્રતિષ્ઠાન સિધાવે છેઃ—

પુરૂરવાની મેઘ પ્રત્યેની, હરિઆળી જમીનના કીત્તા પ્રત્યેની, નિલકંઠ પ્રત્યેની, ચક્રવાક પ્રત્યેની, ગજરાજ પ્રત્યેની, સુરભિકંદર પ્રત્યેની, અને કાળીઆર મૃગ પ્રત્યેની ઉક્તિઓ સારી છે. પરંતુ તેની કોયલ પ્રત્યેની, હંસ પ્રત્યેની, મધુપ પ્રત્યેની, અને નદી પ્રત્યેની ઉકતીઓ ઉત્તમોત્તમ છે. અને તેથીજ તે સર્વમાન્ય હોઇ અમરત્વ ભોગવી રહી છેઃ—

કોયલને તે કહે છે કેઃ— અહો મીઠી બોલી બોલનારી !

( વસંત તિલકા )

તૂં દૂતિ પ્રેમી જનની અતિ દક્ષ દીઠી,
તૂં માન મોડણ્ અમોઘજ અસ્ત્ર મીઠી.
તો તે શૂં લેઇ જઇ મેળવ વ્હેલી વ્હેલી.
કે તેડી લાવ તતખેવ તૂં તે રૂઠેલી.

હંસને તે ઠપકો આપે છે, કેઃ—

( માલ્ય ભારિણી )

તટના પટમાં અટંત જો એ
દયિતા દિવ્ય ન દીઠી હંસ હોયે.
મદથી મલપંત તો તૂં તેની
હરિ લાવ્યો ગતિ કયાંથી ચોર કહેની?

મધુપને તે ઉપદેશ આપે છેઃ—

( શિખરિણી )

તરંગો ભ્રૂભંગો ભણું વિહગની હાર રસના,
પ્રકોપે વીંખા તૂં પટ લહૂં ફીસોટા ફીણ તણા;
હાં હાં આતો વાંકે કંઈક - મમ વંકાઇ અતિશે.
નદી રુપે ચંડી અપટ પલટાઇ ગઇ હશે.

**નોંધ:—**

ગીત ગોવિંદકાર જયદેવ શ્રી કૃષ્ણ અને રાધાનો વિરહ રઘુકાર કાલિદાસના પુરૂરવા અને ઉર્વશીના રાહે ઘડે છે. પરંતુ જયદેવના શ્રી કૃષ્ણ અને રાધાનો વિરહ કાલીદાસના પુરૂરવા અને ઉર્વશીના વિરહ કરતાં ઘાડો અને ઉંડો માલમ પડે છે. રાધાના શ્રી કૃષ્ણ પ્રત્યેના વિરહમાં મૃત્યુઘાટીની છેલ્લી અવસ્થાનું વિવરણ છે. ત્યારે ઉર્વશીના પુરૂરવા પ્રત્યેના વિવરણમાં અસહ્ય મન્મથ દશાનો રાગી ઉભરોજ જોવામાં આવે છે રાધાની પ્રાણ વીસર્જનની સ્મૃતિ સરખી ઉર્વશીમાં જોવામાં આવતી નથી. તેવીજ રીતે પુરૂરવા ઉર્વશીને ઝંખે છે .ખરો, અને હંસ, કોયલ, મધુપ. નદી વિગેરેને તેની ભાળ, પણ પૂછે છે, પરંતુ " રજ તુજ પગની ગણી મારગની ધૂળ ઉડંતી વધાવે " જેવો ભાવ તેનામાં જોવામાં નથી આવતો. પુરૂરવાની ઉન્માદ દશાનું વિવરણ કરતાં શું ઉપર કથીત શ્રીકૃષ્ણની ઉન્માદ દશાનું વિવરણ ઉતરતું ભાસે છે. એનો પ્રત્યુત્તર તો રસીકજનનાં રસગ્રાહી હ્રદયોજ આપી શકે નંદનના વાયુ ભભુકાવે લાહ્ય કાં? રોળાઈ પારીજાતનું શયને વિલાય કાં? રાધાની ઉકતી તપાસીએ " હરિ હરિ કરી હરિરૂપ બની બાળા, સુહવે મોર મુગટ વનમાળા " કે " આ આવ્યા ઘનસ્યામ કરીને, તિમિર ચૂમે, ભુજ ઉભય ભરીને "

આવો કંઇ ભાવ ઉર્વશીમાં જોવામાં આવે છે? બસ અહીંજ જયદેવ કાલિદાસને શૃંગારમાં છક્કડ ખવડાવે છે. બાકી અહીંઆંય સખી કે નિસૃષ્ટાર્થ દૂતિની માફક ચિત્રલેખા પ્રેમીઓના મેળાપ કરવાનું કામ ઉપાડી લે છે ને **तप्ते न तप्त मयसा घटनाय योग्यम्।** ન્યાય પ્રમાણે એકજ રાહે વહતાં રાગી હૃદયોનો મેળાપ કરી આપે છે. છતાંય નાટકના વસ્તુની ગૂંથણીમાં કવિની કુશળતા અને સાવધાની પદે પદે દૃષ્ટિ ગોચર થાય છે. એકપણ પ્રસંગ એવો નથી, કે જેમાં કંઇને કંઈ મુદ્દો સમાયલો ન હોય. એક પણ ઉકતી એવી નથી, કે જે કાર્યની પુષ્ટી ન કરતી હોય?

શ્લોક પણ જે જ્યાં મૂકયા છે, તે ત્યાં તેટલીજ સુવિશિષ્ટતા ધરાવે છે. ઉર્વશીના જેવુંજ નાટક સર્વાંગ સુંદર છે. એકજ પ્રસંગ સ્હેજ વિચારીએ. અનેક દિવ્ય વનોમાં વિહાર કરી છેવટે રાજા ઉર્વશી સાથે ગંધમાદન વને આવે છે. અહીં મંદાકીનીના કોરા રેતાળ પટમાં ગંધર્વ કુમારીકા ખેલતી હતી, તેને તે જોવા રહે છે. એટલે બાર વરસના વિહારની સહચારિણીએ વ્યાક્ષેપે વંકાય છે. તેને મનાવવાને રાજા ઘણાં ઘણાં વાનાં કરે છે. પણ તે કંઇ કાનેજ ધરતી નથી. ભારે રોષના આવેશમાં ભાન ભૂલી કુમાર વનમાં પગ મૂકતાં તે બદલાઇને વેલ બની જાય છે. એ સ્થીતિમાંથી એનો મોક્ષ સંગમનીય મણિ વગર થાય એમ ન હતું. તેથી એ મણિની દિશામાં રાજાને વાળવા કવિ મેઘનું દૃશ્ય ઉપસ્થિત કરે છે. ભૌતિક મેઘમાં દિવ્ય મેઘની સંભાવના કરી તેને તે ઉર્વશીનું હરણ કરી જતો સમજે છે. પરંતુ વૃષ્ટિનાં બિંદુ શરીરે અડતાં તે જુએ છે કે મેઘ દિવ્ય નથી ભૌતિક છે અને તેના અંકમાં જે ઝળકે છે તે ઉર્વશી નથી – વીજળી છે. એ દર્શનથી દિશા બદલાવી 'કવિ રાજાને અનેક આકર્ષક દૃશ્યથી આગળને આગળ ખેંચે છે. ઇંદ્ર

ગોપની છાંટવાળા હરીઆળીના ફીત્તાને ઉર્વશીનું સ્તનાંશુક ધારી અભિજ્ઞાન ઉપાડી લેવાને તે દોડે છે. ત્યાં ચોગાનમાં તે મોર જુએ છે. નિર્જન દિવ્ય વનમાં ભમતો રાજા તેની પાસેથી ઉર્વશીની ભાળ મેળવવાનું કરે છે. પણ તે કોણ અને તેનું શું થયું, તેની નથી ખબર મોરને, નથી કોયલને, નથી હંસને, નથી ચકવાને, નથી ભમરાને, નથી હાથીને, નથી પર્વતને, નથી નદીને, તેમજ નથી હરણને, એ પરદુઃખે સુખીઆને, મીઠી બોલીવાળીને, વ્હાલીની ચાલ ચોરનારાને, વિરહીની ઉપેક્ષા કરનારને, વંચીત હિનભાગ્યને, ઉત્તરભૂત હૂંકારથી આશ્વાસન આપનારને, હૃદયશૂન્ય જડપ્રકૃતિને અને કુટુંબપ્રેમના તાનમાં બહેરા બનેલા પશુને મૂકી રાજા જયાં સંગમનનીય હતો ત્યાં આવે છે. અહીં કવિના ઇષ્ટદેવ શંકર ભગવાન દર્શન દે છે. અને અણજાણ રાજાને મણિની ઓળખાણ કરાવે છે. હવે આગળ વધવાનું કારણ ન હતું એટલે ત્યાં ગિરિ, નદીની અને પાછળ સુરભિકંદરની ખેવડી આડથી રાજા પાછો ફરી મણિ સાથે, જયાં ઉર્વશી અદૃશ્ય થઈ હતી, ત્યાં આવે છે. આ સ્થળે ઉગેલી વેલથી આકર્ષાઇ તે તેને આલિંગન દે છે. તેજ પળે મણિના પ્રભાવે વેલરૂપ તજી ઉર્વશી મૂળ સ્વરૂપે દર્શન દે છે. અલૌકિક પ્રતિભાવડે સરજેલાં, આ બધાં દૃશ્યો મંદાકીનિ અને ગીરી નદીના અંતરાળનો ભાગ પૂરવાને, મૂકયાં છે, એમ કોઈ કહેશે; વિપ્રલંભના ગાળાનું ભાન કરાવવાને ગોઠવ્યો છે એમ કોઇ ધારશે. એ તર્ક માન્ય છે. પરંતુ રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, આ કલ્પનામય સૃષ્ટિ ઉપજાવવામાં કવિનો કોઇ રસમય હેતુ નિહાળે છે; કોઇ ઉપાયે ન શમે એવા પ્રણયકોપને શમાવવાને માટે આ ઘટના છે અને તેનું તે પ્રતિપાદન કરે છે.........

વેલરૂપે બદલાઈ ગયલી ઉર્વશી ભીંતર સમાયલે સ્વરૂપે દિવ્ય શક્તિ વડે રાજાને તેનીજ શોધમાં ભમતો, વરસાદમાં પલળતો, પાણી ભરેલી

ભોંય ખૂંદતો, ઝાડીમાં જૂકાવતો, દૂરના સુરભિકંદરે જતાં ઘનઘોર અંધારને લીધે અટકી લાચાર બનતો, ગીરી નદીને તીરે, ક્ષણ ભર વિશ્રામ લેતો, થાકેલો પાકેલો એ પાછો શોધવા માંડતો, સંગમનીય મળવાની સાથે મંદાકીની તરફ પાછો વળતો, અને આવીને વેલરૂપમાં તેને ભેટી પડતો જોઇ, મિથ્યારૂસણું લેઈ બેઠા માટે પ્રિયતમની ક્ષમા યાચે છે. આ સાર્થક દશ્ય પરંપરા કાલિદાસ સિવાય કયો કવિ સરજી શકે? મોહથી ભવભૂતિ આદિએ તેની નકલ કરી છે; પણ તેમાં ઔચિત્યની ખામી રહી ગઇ છે

શેકસપીઅરની નાટય શકિત વિષે વિવરણ કરતા હડસન કહે છે. કે શેકસ્પીઅરનાં પ્રથમાવસ્થાનાં નાટયોમાં નાટય પ્રતિભા કરતા કવિત્વ પ્રતિભા વધારે જોવામાં આવે છે. નાટય લેખનથી જેમ જેમ તેની કલમ વધારે કસાયલી થતી જાય છે, તેમ તેમ તેની નાટય પ્રતિભા વધારે ને વધારે બલવત્તર અને મહત્તર થતી જાય છે. અને ઉત્તારાવસ્થામાં તો તે એટલી બધી ખીલી ઉઠે છે કે, તે કવિત્વ પ્રતિભા ઉપર સંપૂર્ણ કાબુ મેળપી લે છે:— આ સત્યનું સમર્થન કરતાં તે " જ્યુલીઅસ સીઝર " નાટયમાંથી બ્રુટસના આત્મ-ભાષણનું એક દષ્ટાંત ટાંકે છે. અને " વીન્ટર્સ ટેલ "માંથી એક અન્ય ભાષણનું દૃષ્ટાંત ટાંકે છે:— પછી બંને દૃષ્ટાન્તોની તે તુલના કરે છે.......

" Tis a common proof "

That loenliness is young ambition's ladder
Where to the climber upward turns his face;
He then unto the ladder turns his back

Looks in the clouds, scorning the base
By which he did ascend " degrees.
In this passage the beginning forsees the end and the end remembers the beginning and the thought and the image are enfodled to-gether in an even coutinuous flow. Now compare with this a passage from Winter's Tale.

When you speak sweet
I'd have you do it ever; when you sing
I'd have you buy and sell so;
When you do dance, I wish you
A wave of the sea, that you might ever do
Nothing but that, move still, still so
and own no other function. In this passage thought kindles thought and image prompts image and each part neither concerns itself with what has gone before, nor what is coming after. Such is the supreme excellence of Shakespeare's ripest, strongest and most idiomatic style.

કવિ કુન્દન કાલિદાસની નાટ્ય શક્તિ બતાવવું તેમનું " अभिज्ञान शाकुन्तल " સર્વોત્તમ છે, પરંતુ નાટ્ય શક્તિની ઉત્તમતામાં બીજ

**विक्रमोर्वशीय** માં ક્યારનાંય રોપાઇ ચૂક્યાં હતાં. ક્યારનાંય પરિપક્વતા પામ્યાં હતાં...........

કેવી વિશારદા ? ? ? કેવી પ્રજ્ઞા ! ! !

## અંક પાંચમો

વિષ્કંભક ચોથામાં માણવક મારફતે જણાવવામાં આવે છે કે પ્રજા-પ્રેમી રાજન પુરૂરવાને સંતાન સિવાય કોઇ વાતની ઉણપ નથી. અંક પાંચમામાં આ ઉણપને પૂરી કરી બતાવવામાં આવે છે પુણ્ય-પર્વને દીને બંને રાણી સાથે રાજા ગંગા યમુનાના સંગમમાં સ્નાન કરવા જાય છે. તે વખતે કંચુકીના કરપાત્રમાંથી કોઇ ગીધ સંગમનીયને માંસનો કકડો ધારી ઉઠાવી લઈ જાય છે. ગભરાયલો રાજા (ધનુષ્યબાણ–સમેત) ગીધની પૂંઠ પકડે છે પણ ગીધ બાણની ચોટની બહાર નીકળી જાય છે. એટ-લામાં મણિ અને તીર લઇ કંચુકી પ્રવેશ કરે છે. તીરને છેડે બાંધેલા (કાગળથી ?) ગીધને નારનું નામ "ઐલોર્વશીય" વાંચતાં રાજા વિચા-રમાં ગરક થઈ જાય છે. તેવામાં મહર્ષી ચ્યવનના આશ્રમથી 'કુમારને" લઇને એક તાપસી આવી પ્હોંચે છે. તાપસીના વૃતાન્તથી ઉર્વશીના કુમાર આયુને રાજા હર્ષાનન્દથી વધાવી લે છે. એવામાં ઉર્વશી આવી પહોંચે છે, કે કુમારની ગુપ્તતાને લગતી સર્વેય બાબતનો સ્ફોટ કરે છે. આનંદના ઉત્સંગમાં વહતી ઉર્વશીને મહારાજા ઇન્દ્રે આપેલી અવધ યાદ આવે છે કે "તારાથી પુત્ર જન્મેલો મારા રણ સહાય મિત્ર રાજન પુરૂરવા જુએ ત્યારે અમારી હજુરમાં પાછી આવજે. "...... તેથી તે નિરાશ થઈ જાય છે ને આંખમાં આંસુ આવી જાય છે. આનંદના પ્રસંગમાં દુઃખની સ્મૃતિ માણસનું દીલ હલાવી નાંખે છે. તેના હૃદયને

વજ્રાપાત થયો હોય એમ લાગે છે, તેના ઉપર દુ:ખનાં વાદળ તૂટી પડયાં હોય એમ ભાસ થાય છે. ઉર્વશીને દુ:ખનું કારણ પૂછતાં તે ઇંદ્ર ભગવાને આપેલી અવધની બીના જણાવે છે. વ્હાલી સખીના સંજોગનું સુખ પરવાર્યું જાણી રાજા પુરૂરવા પણ ખીન્ન થઇ જાય છે. ને 'આયુ" ને રાજ સોંપી. વાનપ્રસ્થાશ્રમ ગાળવા વનમાં જવાનો નિશ્ચય કરે છે. 'આયુ' ના રાજ્યાભિષેકની સર્વેય તૈયારીઓ કરવાનો હુકમ આપે છે. એવામાં ભગવાન્ નારદ આકાશમાંથી ઉતરી આવે છે, અને ભગવાન્ ઇન્દ્રનો સન્દેશ પાઠવે છે. કે " ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણનાર મુનિશ્વરે સુરો અને અસુરો સાથે ભારે યુદ્ધ થવું ભાંખ્યું છે. માટે મિત્ર શસ્ત્રનો ત્યાગ કરતા નહિ. અમારા રણ સહાય તમે છો. ઉર્વશી જીવન-પર્યંત આપની સહધર્મચારિણી થઇને રહેશે" ભગવાન્ નારદના આ વચનથી સર્વેના હૃદયમાં આનંદના ઓઘ ઉછળે છે, એ ઉછાળામાં વધારો કરવા ભગવાન્ નારદ પોતે સ્વહસ્તે કુમાર " આયુ " નો રાજ્યાભિષેક કરે છે:—

પિતાનો પુત્ર સ્નેહ ને પુત્રની પિતૃભક્તિનો યથાર્થ ખ્યાલ કવિ કાલિદાસ સંપૂર્ણપણે આપે છે:— " આયુ " ને જોતાં પુરૂરવાનું હૃદય ઠરે છે, ને ઉદ્દગાર કાઢે છે, કે.......

( વસંત તિલકા )

" જોતાં ઠરે હૃદય; લોચનિયાં ભીંજાયે;<br>
ઉંડેરૂં વ્હાલ ઉરમાં વળી ઉભરાયે;<br>
ને ધૈર્ય ખોઇ ભચડી ભુજ જુગ્મ માંડે<br>
આલિંગવા ઉમળકે, ચળ અંગ ન્હાયે "

આયુ—પુરૂરવાને જોતાં મનમાં બોલે છે, કે:—

( ગાથા )

એહ પિતાને સુત હું, સુણતાં ઉભરાય ભાવ જો આવો,
તો અંકે ઉછર્યાનો નેહ, વડીલ શું હશે કેવો ?

બાળકુમારને રાજનીતિના પાઠ પઢાવતાં રાજા કહે છે, કેઃ-

( હરિણી. )

મહમહ મદે ગાજે ગંધદ્વિપે લઘુ અન્યને,
અચળ દળતી ફૂંકે અલ્પે ફણાધાર જીવ લે,
શિશુ નૃપતિ એ પાળે પૌઢા પ્રતાપથી વિશ્વને
સહજ નીજના તેજે જે તે સરે નવ યે વળે.

**નોંધઃ**

પિતાના પુત્ર વાત્સલ્યના ભાવ કવિ કાલિદાસે " **अभिज्ञान शाकुन्तल** " નાટકમાં સારી રીતે ખીલવ્યા છેઃ—

દુષ્યંત સર્વદમનને જોઇને કહે છેઃ—

[ઉપજાતિ]

ન જાણું આનું કુલ તોય એને, સ્પર્શી કરે આમજ ગાત્ર મારાં;
અવર્ણ્યે તેનું સુખ હોય સાચે, જે ધન્યના અંક થકી ફૂટયો એ.

ક્ષત્રિયના બાળક જન્મથીય કેવા બળવાન અને પ્રભાવવન્તા હોય છે તેનો પણ યથાર્થ ખ્યાલ " **अभिज्ञान शाकुन्तल** " માં આપ્યો છેઃ-

બાલસિંહ ધાવંતો રમણા ખેંચે સિંહણ સોડેથી;
તાણી બલથી ગરદન યાળ બધી નાંખતો ચૂંથી.

બાલ સિંહનું મોઢું ઉઘાડી તેના દાંત ગણવાની ચેષ્ટા કરતા સર્વ-દમનને જોઇ દુષ્યંત યથાર્થજ કહે છે, કેઃ—

( અનુષ્ટુપ )

લોકોત્તર પ્રભાબીજ, લાગે છે શીશુ આ મને;
તનખો શુદ્ધ વહ્નીનનો. ઝંખે ઈંધન દીપવા.

" विक्रमोर्वशीय " માં " આયુ " આશ્રમજન પ્રણાલીકાથી વર્તી. ગીધને મારે છે. " अभिज्ञान शाकुन्तल " માં પણ "સર્વદમન" આશ્રમજન પ્રણાલીકાથી વિરુદ્ધ વર્તી સર્વનું દમન કરે છેઃ— ચંદ્રવર્મા "સર્વદમન" ને પૂછે છે:—

" આ જન્મથી તું કેમ ઉલટો, આશ્રમીજન પ્રણાલીકાથી રહે ?
જેથી સર્વ સુખ્યા તે તું દુપ તો, નાગ બાલ જયાં ચંદ્રને રહ્યો."

" ઉપસંહાર "

અંતમાં આપણે એટલુંજ કહીશું કે કાલીદાસની કૃતિ ઉત્તર કવિઓને જીવનરૂપ અને પૂર્વ કવિઓને વિપરૂપ નીવડી છે. એના પહેલાંનું એકપણ કાવ્ય कुमार, मेघ અને रघु આગળ ટકવા પામ્યું નથી. એની માલવિકા, ઉર્વશી, અને શકુન્તલાના સન્મુખ માત્ર ભાસની વાસવદત્તા માથું ઉંચૂં રાખે છે. અનુયાયીના પ્રતાપે પુરોગામી સોમિલ જીવતો રહ્યો છે; પણ તેના નાટકનું તો નામ પણ નાશ પામ્યું છે. કાલિદાસને ઉત્તમ કવિ કહેવો, કે ઉત્તમ નાટકકાર, તેનો નિર્ણય ઉત્તર કાળે કરી આપ્યો છે. એનાં બંને મહાકાવ્યો ખંડિત છે, અને દુનિયામાં

સાહિત્યમાં અદ્વીતિયતાની પ્રશંસા પામ્યાં નથી; જ્યારે એનાં ત્રણ નાટકો અખંડ ઉતરી આવ્યાં છે, અને જ્યાં જ્યાં સૂર્ય પ્રકાશે છે. ત્યાં ત્યાં રંગભૂમિ ઉપર હર્ષનાદથી અને ધન્યવાદથી વધાવી લેવાય છે. અહીંઆં તે આંગ્લ મહાકવિ શેક્સપીઅરથી ચઢી જાય છે:—

શેક્સપીઅરનાં નાટયોનો ઉપસંહાર કરતાં મહાન ટીકાકાર ચાર્લ્સ લેમ્બ કહે છે કે:— " શેક્સપીઅરનાં નાટયો કવિત્વ શકિતથી પૂર્ણ હોઈ, ભજવવા કરતાં વાંચવાને, અધ્યયન કરવાને, મનન કરવા માટે વધારે યોગ્ય છે:—

" Shakespeare's plays are more to be read than to be acted." ત્યારે કવિ-કુન્દન કાલિદાસનાં નાટયો વાંચવાને, અધ્યયન કરવાને. મનન કરવાને તેમજ રંગભૂમિ ઉપર ભજવવાને યોગ્ય છે. નમસ્કાર મહાકવિ કાલિદાસને જેતું દિવ્ય કવન નિજ મંદીરથી તરવરી વિશ્વને ભરી નાંખે છે, જે એક કાળને શોભાવી સર્વકાળનો કહાવે છે, જે ભાષા એટલા દેહ ધારણ કરે છે, અને જે અમર છે ત્યમ અમર રાખે છે.

(અનુષ્ટુપ)

સામી પ્રીતથી એકત્ર જે બેનો જોગ દાખલો,<br>
તે શ્રીને શારદા સંપી શુભ સજ્જનનું કરો.

ॐ शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।

# લેખ રચનામાં અન્ય ગ્રન્થોનો ઉપયોગ.

આ લેખની રચનામાં નીચેના ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે.

(૧) પરાક્રમની પ્રસાદી— કેશવ હર્ષદ ધ્રુવ.
(૨) ચિત્રાંગદા— રવિન્દ્ર બાબુ.
(૩) જયદેવનું ગીત ગોવિંદ— કેશવ હર્ષદ ધ્રુવ.
(૪) કાદમ્બરી (શ્રી બાણભટ્ટની)—ભાષાંતર કર્તા છગનલાલ હરિલાલ પંડ્યા
(૫) નળાખ્યાન— પ્રેમાનંદ
(૬) મેળની મુદ્રારૂપે કાલિદાસનું अभिज्ञान शाकुन्तल-કેશવ હર્ષદ ધ્રુવ
(૭) Julius Caesar—Shakespear.
(૮) Hamlet— Shakespeare.
(૯) Joan of Are—Bernard Shaw.
(૧૦) The Oxford Book of English Verse.

ॐ शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।



# મહાકવિ ભવભૂતિ અને ઉત્તરરામ ચરિત

જ્ઞાની જ્ઞાન વડે દીપે જગતમાં વિદ્વાન વિદ્યા વડે
દાતા દાન વડે, ધની ધન વડે, ભક્તિ વડે ભકતને
કાવ્યોના રસથી દ્રવી હૃદયને આંસુભરી અક્ષીમાં
સૃષ્ટિ કોવીદમાં દીપે, ભવભૂતિ કારૂણ્ય રેખા વડે.

મહાકવિ ભવભૂતિ વિદર્ભદેશમાં (હાલના વરાડ પ્રાંતમાં) પદ્મપુર નામે નગરમાં, ઉદુમ્બર નામના યજુર્વેદની તૈત્તિરિય શાખાના કાશ્યપ ગોત્રના બ્રાહ્મણોના કુલમાં ઉત્પન્ન થયો હતો. ભવભૂતિના પિતાનું નામ નીલકંઠ હતું, એની માતાનું નામ જાતુકર્ણી હતું; અને એના દાદાનું નામ ભટ્ટ ગોપાલ હતું. ભવભૂતિ શ્રીકંઠ નામે પણ ઓળખાતો હતો તે મહા વિદ્વાન હતો, વેદ અને ઉપનિષદનો જાણકાર હતો અને સાંખ્ય અને યોગ દર્શનોનું ચિંતન મનન કરનાર હતો. એના ગુરૂનું નામ જ્ઞાનનિધિ હતું.

રાજતરંગિણી પ્રમાણે ભવભૂતિને કનોજના રાજા યશોવર્માએ આશરો આપ્યો હોય એમ લાગે છે. વાકપતિરાજે રચેલા ગૌડવધ નામે કાવ્યમાં યશોવર્માનાં પરાક્રમ અને એક ગૌડ રાજાનો પરાજય વર્ણવેલાં છે. પોતાના વિષે લખતાં વાકપતિરાજ લખે છે કે:— ' ભવભૂતિના કાવ્ય સાગરમાંથી મન્થન કરીને કાઢેલાં અમૃતનાં બિન્દુ સમાન મારા

કાવ્યમાં કેટલીક ખુબીઓ છે.' આ ઉપરથી જણાય છે કે વાક્પતિરાજ ભવભૂતિનો શિષ્ય હશે, કે પછી એના નાટકનો અભ્યાસી હશે. જો આ કાવ્ય યશોવર્માના રાજ્યના પાછલા ભાગમાં લખાયું હોય તો ભવભૂતિ તે રાજના પ્રથમ ભાગમાં થયો હોવો જોઇએ. જનરલ કનીંગહામના અનુમાન પ્રમાણે કાસ્મીરના રાજા લલિતાદિત્યે યશોવર્માનો પરાજય કર્યો હતો. એ લલિતાદિત્યે ઇ. સ ૬૯૩ થી ૭૨૯ સુધી રાજ્ય કર્યું હોય એમ લાગે છે. આ પ્રમાણે આપણો કવિ સાતમી સદીના છેલ્લા વર્ષમાં થઇ ગયો હોવો જોઇએ.

ભવભૂતિએ ત્રણ નાટક રચ્યાં છે:— વીરચરિત, માલતી-માધવ ને ઉત્તરરામ ચરિત. વીરચરિત ભવભૂતિના પ્રથમ પ્રયત્નનું ફળ હોય એમ લાગે છે. પછી માલતી માધવ લખાયું હશે. ઉત્તરરામ ચરિત છેલ્લે લખાયું હશે. ઉત્તરરામ ચરિત ભવભૂતિએ પોતાની બુદ્ધિ પાકી થયા પછીજ લખ્યું હશે, એમ સંસ્કૃત પંડિતોમાં ચાલતી વાતો ઉપરથી માલમ પડે છે. પંડિતો એમ કહે છે કે ઉત્તરરામ ચરિતમાં ભવભૂતિ કાલિદાસ કરતાં ચઢે છે:—

॥ उत्तरेरामचरिते भवभूतिर्विशिष्यते ॥

એવા મહા કવિ ભવભૂતિને માનસીક નમસ્કાર કરીને તેના ઉત્તરરામ ચરિતની ખૂબી નીહાળવા વિરમીશું.

આ સંસારમાં જો કહીં પણ સુખ હોય તો તે પ્રેમમાંજ છે. શરીરયોગ, ધનયોગ, પદવીયોગ, એ સર્વ કરતાંય હૃદયયોગ ચઢતો છે. હૃદયના વિસ્તારમાં ને તેની પ્રેમમય વૃત્તિમાં ખરી ભક્તિને ખરો ધર્મ

વસે છે. જીવમાત્ર પ્રેમથી સંકળાયલા છે ને સંકળાય છે. જડ પદાર્થમાં પણ અન્યોઅન્યને આકર્ષવાની ઉષ્મા જન્યશકિત હોય છે, તો ઇચ્છા-વાળા સચેતમાં સવિશેષ હોય તેમાં શું કહેવું? પ્રેમનું મુખ્ય અધિષ્ટાન સંસારમાં સ્ત્રીને માની છે, એ ગણના વાસ્તવિક લાગે છે. સ્ત્રીનો શારીરિક બંધ અને માનસિક વ્યાપાર વિચારતાં તેને કોઇ કોમલ અને મૃદુ કાર્યાર્થેજ નિગમાધારે નિર્મેલી જણાય છે. પુરૂષ વ્યવહાર બલમાં સબલ છે, સ્ત્રીનું બલ રસેન્દ્રિય (feeling) માં રહેલું છે. આ બલ – આ પ્રેમ – જો એકજ વિષયને લાગુ રહે તોજ તે વિશેષ ઉંડો ને ગાઢ થાય. આવો અખંડ, અભેદ્ય અને એક પ્રેમ રામ અને સીતામાં પરિપૂર્ણતાએ દેખાય છે. રામ ને સીતા જેવાં પાત્ર ને ભવભૂતિ જેવો કવિ તેણે જે પ્રેમભકિતનું સરસ અને હૃદયવેધક ચિત્ર આપ્યું છે, તેથી સંસારી જનોનાં હૃદય ભેદાયા વિના ભાગ્યેજ રહે છે. તેથીજ કાલિદાસના શાકુન્તલ કરતાં પણ ભવભૂતિનું ઉત્તરરામ ચરિત ચઢતું ગણાય છે. રામની પ્રજા પાલનની રીતિ અને પ્રેમવૃત્તિ, તે બે વચ્ચેનો ભાસતો વિરોધ અને તેનું યથાર્થ સમાધાન મનને આનંદમાં ગરક કરી નાખ્યા સિવાય રહેતાં નથી.

# ઉત્તરરામ ચરિતમ્

## અંક પહેલો.

લંકાના યુદ્ધમાં મદદ કરનારી તમામ નાની મોટી વ્યકિતઓ વળાવીને રામમાતાઓ અરુન્ધતીને અગ્રપદે સ્થાપી ઋષ્યશૃંગ (શાન્તાના પતિ) જામાતૃને આશ્રમે યજ્ઞ દર્શનાર્થે ગઇ છે. અયોધ્યામાં રામ, લક્ષ્મણ અને સગર્ભા સીતાજી રહ્યાં છે. પિતા જનકના સ્વગૃહે જવાથી સીતાને

તેમનો વિયોગ કપરો લાગે છે. એ વિયોગને ભૂલાવવા રામ રાજસભા છોડીને અંતઃપુરે આવે છે ને સીતાને આશ્વાસન આપે છે કેઃ— "દેવી ! વૈદેહી ! શાન્ત થા ! હું જાણું છું કે બન્ધુજનોનો વિયોગ તને આડોને અવળો સાલે છે. પરંતુ એજ બન્ધુજનો આ સંસારના કાળજા કાપી નાખે એવા પદાર્થો છે. એમનાથીજ ભય પામીને સર્વ કામનાનો ત્યાગ કરી બુદ્ધિમાન પુરુષો અરણ્યમાં વિશ્રામ કરે છે." ભવભૂતિનું આ વાક્ય યથાર્થ છેઃ— જુઓ કૈકેયીને લઇને દશરથને, પીંગળાને લઇને ભર્તૃહરિને, ને શક્તસિંહને લઇને પ્રતાપને શાં દુઃખો પડ્યાં ? આવાજ કોઈ દુઃખથી બળીને કવિ કલાપિએ કહ્યું છે કેઃ—

"જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં." એક આંગ્લ કવિ સત્યજ કહે છે કે "Oh I am killed by a fair cruel maid." બીજો આંગ્લ કવિ Thomas Hardly પણ એવાજ સુર કાઢતાં કહે છે કેઃ-

And when my Love's heart kindled
In hate of me
Wherefore I knew not, died I
One more degree.

ભવભૂતિની આ વાક્ય લખવાની ખૂબી એ છે કે એજ રામ એજ સીતાને વનમાં ત્યાગ કરીને એવું અઘોર દુઃખ આપવાના છે તે અગાઉથી રામ મુખેજ સીતાને આશ્વાસન આપતાં કહેવરાવે છે આની જાતની રચનાને અંગ્રેજીમાં Irony of Fate કહે છે.

સીતા કંઇક શાંત થાય છે એટલામાં ઋષ્યશૃંગ આશ્રમમાંથી અષ્ટાવક્ર પધારે છે ને ગુરૂ વશિષ્ટ, ભગવતી અરુન્ધતી તથા ઋષ્યશૃંગના

સન્દેશા કહે છે. ગુરૂ વશિષ્ટનો સન્દેશો સીતાદેવીને એ છે કેઃ—

( વસંત તિલકા )

વિશ્વંભરા ભગવતી તવ મોટી માત,
તાત પ્રજાપતિ સમાન વિદેહ રાજ,
હે રાજનંદિની! વહૂ થઈ તેની તું છે,
જેના છીએ કુલગુરૂ સવિતા, અમે બે.

તેથી શી બીજી આશીષ આપીએ? કેવલ વીરપુત્રની માતા થજે. રામભદ્રને કહાવ્યું છે કેઃ—

[ઈંદ્ર વજ્રા]

જામાતૃ યજ્ઞેથી અમે રહ્યા અહીં
તું બાલ, ને રાજ્ય નવીન છે વળી,
રે' સજ્જ તું પ્રીતિ પ્રજાની લેવા
એથી સુકીર્તિ ધન તેજ મોટું.

અષ્ટાવક્રના ગયા પછી લક્ષ્મણ, ચિતારાએ પાટી ઉપર ચીતરેલું રામચંદ્રનું ચરિત લઈને આવે છે. સર્વેય જુદાં જુદાં ચિત્રો જોવામાં તલ્લીન થાય છે. એમાં મુખ્યત્વે કરીને જૃમ્ભકાસ્ત્રો તરફ સર્વે માનની નજરે જુએ છે. રામ સીતાને દિવ્યાસ્ત્રોને નમસ્કાર કરવાનું કહે છે. સીતા તેમ કરે છે ત્યારે રામ ઉચ્ચારે છે કે હવે એ દિવ્યાસ્ત્રો તારી સંતતિની સેવામાં રહેશે. ભાગીરથીનું ચિત્ર જોતાં રામ ઉચ્ચારે છે કેઃ— હે માતા! સીતાને પુત્રી અરૂન્ધતીના જેવી ગણીને એનું કલ્યાણ કરવામાં સદા તત્પર રહેજે. સીતા વિનંતી કરે છે કેઃ- આર્યપુત્ર! આ ચિત્ર જોયાથી

મને એમ મન થાય છે કે જાણે પ્રસન્ન અને ગભીર વનવૃક્ષોમાં ફરીથી વિહાર કરૂં અને ભાગીરથીના પવિત્ર તથા સુખકર અને શીતલ પ્રવાહમાં ફરીથી સ્નાન કરૂં. ગર્ભિણીના દોહદ પૂરવા જોઇએ એ સુત્રાનુસાર સીતાજીની ઇચ્છાને માન આપી રામ લક્ષ્મણને સુઘડ રથ લઇ આવી, તેમાં સીતાજીને બેસાડી તેમની ઇચ્છા તૃપ્ત કરવાનો હુકમ આપે છે. લક્ષ્મણ જાય છે. સીતાજીને ઉંઘ આવે છે તેથી તે રામના હાથનું ઓશીકું કરી ઉંઘી જાય છે. એવામાં ગુહ્ય સેવક દુર્મુખ પ્રવેશ કરે છે ને આંખમાં આંસુ સાથે સીતાજીને વિષે ચાલતો ગામ ગપાટો "રાક્ષસને ઘેર લાંબા વખત સુધી રહેવાથી સીતાજીએ સાધ્વીવ્રત કયમ કરી રાખ્યું હશે? **कामातुराणां न भयं न लज्जा ।** થી પોતે કેવી રીતે બચ્યાં હશે? વળી લંકાની અગ્નિશુદ્ધિ કોણે જોઈ?" રામના કાનમાં કહે છેઃ—

ભવભૂતિએ કલ્પેલો લોકવ્યવહાર તદ્દન સાચો છે. ખરેખર જગવ્યવહાર નિર્મલ નથી. તે વારંવાર દૂષણોથી ભરેલો છે. જગતના વ્યવહારમાં દૂષણ શામાં ન આવ્યું? માણસો જેમાં ને તેમાં દોષ કાઢયાંજ જાય છે; પછી વિચારે કે અવિચારે તેમાં મુખ્ય કરીને નારીના અને વાણીના, કવિતાના ગુણની પરીક્ષા કરતી વેળાએ તો જે સજ્જન હોય છે તે પણ દુર્જનજ બની જાય છે ને ગોળે ગોળે કાંઇ નિન્દા કરાય એવું શોધી કાઢે છે. આ ઠેકાણે ભવભુતિએ પોતાનો ખરો અનુભવ દર્શાવ્યો છે, નારીના અવગુણ દર્શાવતાં શુકદેવ કહે છે કેઃ—

> **वार्तालापे हरते मनः स्पर्शात हरते चित्तं ।**
> **संभोगात्हरते वीर्य नारी प्रत्येक्ष राक्षसी ॥**

શામળ ભટ કહે છે કેઃ—

આ લોકે અતિ દુઃખ છે, પરલોકે બહુ બીક
નારી નરકની ખાણ છે, કોટિ લક્ષધા ઠીક.

એક આંગ્લ કવિ કહે છે કેઃ—

I crowned her with bliss and she me with thorn;
I led her to chamber and she me to die
Quia a more langueo.

George Wither કહે છે કેઃ—

To maiden's vows and swearing
Hence forth no credit give:
For they are as false as fair,
Unconstant, frail, untrue;
For mine alas hath left me
Felero, lero, loo!

રામ અતિશય ખિન્ન થતાં કહે છે કે ત્યારે હું અભાગીયો શું કરૂં? અથવા શું બીજું?

(અનુષ્ટુપ)

ગમે તે કાર્યનાથીએ પ્રજાને રાખવી ખુશી,
સજ્જનોની ઠરી એવી સનાતનની એ રીતિ,
પાળી છે જે પિતાજીએ એક ચિત્તે દૃઢ વ્રતે,
મનેને પ્રાણ બન્નેને તજીને અળગા થતાં.

પ્રજા પાલનનો ધર્મ મ્હોટો કે પત્ની રક્ષણનો ધર્મ મ્હોટો; એ એ ધર્મની વચ્ચે રામનું ઝોલાખાતું મન આખરે પ્રથમને મહાન ગણી, બીજાને અવગણી કાઢે છે તે ઇક્ષ્વાકુની રીત પ્રમાણે યોગ્ય છે. પરંતુ પ્રેમ યોગ પ્રમાણે અયોગ્ય છે. રામ યોગને અયોગ્ય ને અયોગ્યને યોગ્ય બનાવે છે અને તે પણ ક્ષુદ્ર જનોની કિંવદન્તીને લીધે. આનાથી બીજો હ્રુદયદેવી સીતાને કયો અઘોર અન્યાય કરવો હતો ?

## અંક બીજો.

વાલ્મીકિ શિષ્યા તાપસી આત્રેયી દંડકારણ્યમાં રહેતા ઋષિ અગસ્ત્ય પાસે વેદાન્તનો અભ્યાસ કરવા આવે છે. તેને માર્ગમાં જનસ્થાન દેવતા વાસન્તીનો મેળાપ થાય છે. વાસન્તી આત્રેયીનો અર્ઘ્યપાદાદિથી સત્કાર કરતાં કહે છે કેઃ—

(શિખરિણી)

રહો દા'ડો આજે, વનસુખ યથેચ્છા અનુભવો;
મહાપુણ્યે કષ્ટે, સુજન જનનો સંગ મળતો,
તરુચ્છાયા, વારિ, અશન તપને યોગ્ય સઘળું
ફલો મૂલો તે એ, નવ કશું પરાધીન ગણવું.

આત્રેયી અર્ઘ્યપાદાદિના સત્કારથી સંતોષ પામતાં પ્રત્યુત્તર વાળે છે કેઃ—

(શિખરિણી)

પ્રીતિ ભીની વૃત્તિ; વિનય મીઠી વાણી રસભરી;
પ્રીતિ શોકખી શુદ્ધ, પ્રકૃતિ ઘડી બુદ્ધિ શુભ કરી;

આ લોકે અતિ દુઃખ છે, પરલોકે બહુ પીડ
નારી નરકની ખાણુ છે, કોટિ લક્ષધા કીડ.

એક આંગ્લ કવિ કહે છે કેઃ—

I crowned her with bliss and she me with th
I led her to chamber and she me to die
Quia a more langueo.

George Wither કહે છે કેઃ—

To maiden's vows and swearing
Hence forth no credit give:
For they are as false as fair,
Unconstant, frail, untrue;
For mine alas hath left me
Felero, lero, loo!

રામ અતિશય ખિન્ન થતાં કહે છે કે ત્યારે હું અભાગીયો શું અથવા શું બીજું ?

(અનુષ્ટુપ)

ગમે તે કાર્યનાથીએ પ્રજાને રાખવી ખુશી,
સજ્જનોની ઠરી એવી સનાતનની એ રીતિ,
પાળી છે જે પિતાજીએ એક ચિરો દઢ વ્રતે,
મનેને પ્રાણુ બન્નેને તજીને અળગા થતાં.

પ્રજા પાલનનો ધર્મ મ્હોટો કે પત્ની રક્ષણનો ધર્મ મ્હોટો; એ એ ધર્મની વચ્ચે રામનું ઝોલાખાતું મન આખરે પ્રથમને મહાન ગણી, બીજાને અવગણી કાઢે છે તે ઇક્ષ્વાકુની રીત પ્રમાણે યોગ્ય છે. પરંતુ પ્રેમ યોગ પ્રમાણે અયોગ્ય છે. રામ યોગને અયોગ્ય ને અયોગ્યને યોગ્ય બનાવે છે અને તે પણ ક્ષુદ્ર જનોની કિંવદન્તીને લીધે. આનાથી બીજો હૃદયદેવી સીતાને કયો અઘોર અન્યાય કરવો હતો?

## અંક બીજો.

વાલ્મીકિ શિષ્યા તાપસી આત્રેયી દંડકારણ્યમાં રહેતા ઋષિ અગસ્ત્ય પાસે વેદાન્તનો અભ્યાસ કરવા આવે છે. તેને માર્ગમાં જનસ્થાન દેવતા વાસન્તીનો મેળાપ થાય છે. વાસન્તી આત્રેયીનો અર્ઘ્યપાદાદિથી સત્કાર કરતાં કહે છે કેઃ—

(શિખરિણી)

રૂડો દહાડો આજે, વનસુખ યથેચ્છા અનુભવો;
મહાપુણ્યે કષ્ટે, સુજન જનનો સંગ મળતો,
તરૂચ્છાયા, વારિ, અશન તપને યોગ્ય સઘળું
ફલો મૂલો તે એ, નવ કશું પરાધીન ગણવું.

આત્રેયી અર્ઘ્યપાદાદિના સત્કારથી સંતોષ પામતાં પ્રત્યુત્તર વાળે છે કેઃ—

(શિખરિણી)

પ્રીતિ ભીની વૃત્તિ; વિનય મીઠી વાણી રસભરી;
પ્રીતિ ચોકખી શુદ્ધ, પ્રકૃતિ થકી બુદ્ધિ શુભ કરી;

મુખે વા છેડે વા ભર્યું સમરસે નિત્ય રસીલું,
દીપે સાધુઓનું ચરિત, સુધુને ગૂઢ ઉજળું.

ભવભૂતિએ કલ્પેલું સાધુ ચરિત યથાર્થ છે. એવા સાધુપુરુષોના વિષેજ કહ્યું છે કે **परोपकाराय सतां विभूतयः** । સજ્જન સ્તુતિ વિષે બોલતાં શ્રી બાણભટ્ટ કહે છે કેઃ—

[મનહર]

મધુર મધુર ધ્વનિ થકી સંત પદે પદે
મનહરે નિત્ય જેમ મણિકેરાં નૂપુરો.
ધરે તેજ સુભાષિત સજ્જન હ્રદય વિષે
નિર્મલ મહામણીને ધર્યો જેમ હરિયે.

સંતજનોના મહિમા વિષે બોલતાં તુલસીદાસજી કહે છે કેઃ

સરલવર્ણ ભાષા સરલ, સરલ અર્થ અરૂ બાનિ
તુલસી સરલતા સંતજન, તાંહિ પરી પહિંચાનિ.
તુલસી ઐસે કહૂ કહૂ, ધન્ય ધરનિ બહુ સંત
પર કાજે પરમારથી, પ્રીતિ લીએ નિબહંત.

લૌકિક પદોમાં પણ સંત સમાગમનો મહિમા સારી રીતે વર્ણવ્યો છે.

જીરે ! સંત સમાગમ કીજીયે (૨)
જીરે ! સંત સમાગમથી ટળે આશા તૃષ્ણારે, તૃષ્ણારે,
મોહ મમત અભિમાન.

એક આંગ્લ કવિ કહે છે કેઃ—

" The actions of the just
Blossom in the dust."

John Bunyan નામનો આંગ્લ કવિ કહે છે કેઃ-

He that is humble ever shall
Have God to be his guide.

વાતચીત વધતાં આત્રેયી વાલ્મીકિ ઋષિના આશ્રમમાં અધ્યયન કરતાં બે મહાન વિઘ્નો નડે છે તે જણાવે છેઃ— (૧) કુશ અને લવ નામના બે દેવતાઇ બાળકોના તરફ આશ્રમવાસીઓની અત્યંત પ્રીતિ; સચેત તિક્ષણ બુદ્ધિવાળા એ બાળકોની સાથે આત્રેયીનું વિદ્યાભ્યાસમાં પાછું પડવું, જોકેઃ—

( હરિણી. )

ગુરૂજી શિખવે એકી રીતે ગુણી જડ બેઉને,
ગ્રહણ કરવે, શકિત દેના, ન ઓછી કદી કરે;
ફરક ફળમાં, રે' છે મોટા, તથા પણ ઉતરી.
વિમલ મણિ લે ઝાલી તેવું સુબિંબ ન ઠીકરી.

[૨] ભગવાન વાલ્મીકિએ રામાયણનો ઇતિહાસ રચવાનું શરૂ કરવું. તેથીજ કરીને આ દંડકારણ્યમાં હું અગસ્ત્ય મુનિ પાસે વેદાન્તનો અભ્યાસ કરવા આવી છું. વાસન્તી સાથેની વાતચિતમાં આત્રેયી તપોવન, પંચવટી, ગોદાવરી વિગેરે સ્થળોનો મહિમા જાણી લે છે. એ મહિમાથી ત્હેનું જાનકી પરનું હેત ઉછળી આવે છે અને તે કહે કે વત્સ જાનકિ ?

[ઉપજાતિ]

આ સર્વ તારો પ્રિય બંધુ વર્ગ
દષ્ટે પડી આજ કથા પ્રસંગ;
છે માત્ર તારૂં રહ્યું નામ તોયે,
પ્રત્યક્ષ જેવી અમને બતાવે.

“ છે માત્ર તારૂં રહ્યું નામ” એ શબ્દોથી વાસન્તી મનમાં ભય પામે છે ને આત્રેયીને પૂછે છેઃ— “ આર્યે! સીતાદેવીનું શું અનિષ્ટ થયું ? આત્રેયી વાસન્તીના કાનમાં “ આમ આમ ” કહીને અયોધ્યામાં પ્રજાજનોના ગામ ગપાટાથી રામે કરેલા સીતાત્યાગનો વૃતાન્ત કહે છે, સાથે સાથે સીતાને સુવર્ણમય મૂર્તિ રાખીને અશ્વમેધ યજ્ઞ આદર્યાની, અશ્વની રક્ષાર્થે ચતુરંગ સેનાના અધિષ્ટાતા તરીકે લક્ષ્મણ પુત્ર ચંદ્ર કેતુ નિમાયાની, અને શમ્બુક નામના શુદ્રના સંહરાર્થે રામ દંડકારણ્યમાં આવવા નીકળ્યાના સર્વ સમાચાર આપી દે છે. અગીઆર અગીઆર વર્ષનાં વ્હાણાં વીત્યા પછી વાસન્તીને રામનો મહિમા યથાર્થ સ્હમજાય છે કેઃ--

વજ્રથીએ ઘણાં ગાઢાં, ફુલથી પણ જે મૃદુ
લોક પ્રિય મહાત્માનાં જાણી લે કોણ ચિત્તને ?

લોક માત્રજ છે પ્રિય જેને એવા મહાત્માઓનાં ચિત્ત કળી શકાતાં નથી; તે વજ્રથી પણ કઠણ છે. સીતાને વનવાસ કાઢી એવાં દયાહીન છે; અને ફુલથી પણ વધારે કોમળ છે. સીતાના વિયોગથી પીડાઇને તેની સુવર્ણમય મૂર્તિ બનાવી એવાં કરૂણાભર્યાં છે. અહીંયાં રામનો પ્રજા પાલન યોગ અને સીતા પ્રતિનો પ્રેમયોગ બન્ને એકી સાથે સમન્વયમાં પરિણુંગે છે.

સરખાવોઃ—

**योऽयं निज परोवेत्ति गणना लघु चेतसाम् ।**
**उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥**

સાંકડા મનવાળાજ ' આ મારૂં ' અને ' આ પારકું ' એવું સમજે છે. ઉદાર ચરિત્રવાળા તો આખા જગતને પણ કુટુંબરૂપે માને છે.

રામ શમ્બુક નામના શુદ્રનો સંહાર કરીને જનસ્થાનમાં પ્રવેશ કરે છે. તે સ્થળે કરેલા વિહાર સાંભળી આવવાથી રામની આંખમાં આંસુ આવી જાય છે ને તે વદે છે કેઃ—

(અનુષ્ટુપ)

મધુગન્ધિ વને નિત્યે તવ સાથ રહીશ હું
એટલાથી થતી રાજી, એવો તે સ્નેહ એ તણો.
કરેના કાંઇએ તોયે દષ્ટે દષ્ટ મળે સુખી,
તે તેને મન છે કાંઇ, જે જેના મનમાં વસે.

વળી ઉભરો આવવાથી તે કહે છે કેઃ—

(વસંત તિલકા)

સંસાર સાર રસમગ્ન અમે અહીંયાં,
ઝાલી સ્વધર્મ. ચિરકાલ પુરા વસંતાં
આરણ્યક વ્રતી, ગૃહસ્થ વળી બન્યાં તે;
તે તેજ અદ્ય વન આ ફરીથી દીઠું મેં.

અરેરે ! અભાગી રામને માથે આજ આ શું આવી પડ્યું ! ભવભૂતિની પ્રેમ ભાવનામાં સૂક્ષ્મ ઉપભોગનો વિલાસ છે. કાન્તની પ્રેમ ભાવનામાં પણ આવાજ સૂક્ષ્મ ઉપભોગનો વિલાસ આલેખવામાં આવ્યા છે. સરખાવો:—

રજનિ મહિં સખા ઘણી કુવેળા,
નયન મળે નહિં ઉંઘ જાય ચાલી;
કરી તુજ શિર કેશ સર્વ ભેળા
વદન સુધાકરને રહું નિહાળી.

આંગ્લ કવિ વડર્લ્વર્થ પણ એજ રાહે વળતાં કહે છે કે:—

સારૂં કર્યું પ્રકૃતિએ તુજ રૂપ નમ્ર
પ્રેમે ભરી તદપિ સુંદર કાન્તિ તુંમાં
સંભાષણે કુસુમ મંજુલ યોગ્ય તું છે
તુને કથા બહુ કહું નથી રમ્ય તોયે.

રામ અગસ્ત્ય મુનિ તથા લોપામુદ્રાને પુષ્પકમાં બેસી પ્રણામ કરવા જાય છે.

## અંક ત્રીજો.

ભગવતી ભાગીરથીની આજ્ઞાથી લવ કુશની બારમી વર્ષગાંઠને દિવસે સૂર્ય પૂજા માટે પુષ્પ વીંણવા તમસા સાથે અદૃશ્ય વિદ્યા અંગિકાર કરીને પંચવટીમાં પ્રવેશ કરતી કરૂણ મૂર્તિ સીતા રામના વિરહે દુઃખી થાય છે. સીતાની અવસ્થાનું વર્ણન કરતી તમસા બોલે છે કે:—

( વસંત તિલકા )

જેવું દીપે મુખ ફીકા દુબળા કપોલે.
ગુંથ્યા વિના શિશ પયે છુટી વેણુ ઝુલે,
દીસે શરીરી થયલી વિરહ વ્યથા શી
આવે વને કરૂણમૂર્તિ સમાન જાનકી.

સરખાવોઃ— જયદેવે કલ્પેલી કૃષ્ણ વિરહી રાધા—શ્રી કૃષ્ણ વિના રાધાને

( શિખરિણી )

સહી શીળી લ્હેરે અનલ પ્રગટાવી તન દહે,
મદી મોદે ભેદી, અલી અલીની કર્ણો કલકલે,
રસાળે આ સાલે હરિપીણી ફરી મ્હેકે મકુલે
હહા! રકતા શોકે દીશા શીખરીણીએ દગ ઢળે.

આંગ્લ કવિ Thomas Wyatt લખે છે કેઃ—

And wilt thou leave me thus ?
That hath given thee my heart
Never for to depart
Neither for pain nor smart
And wilt thou leave me thus ?

એવામાં એજ સ્થળે “ વિમાનરાજ ! અહીંઆંજ રાખો ” એ શબ્દો બોલતા બોલતા રામ પ્રવેશ કરે છે. મેઘની ગર્જના જેવો રામનો ગંભીર શબ્દ સાંભળી સીતા પુલકિત થાય છે. એવામાં શ્રી રામ બોલે છેઃ—

( વસંત તિલકા )

જ્યાં છે તરૂ વળી મૃગો, વળી બંધુ મારાં,
ગોદાવરી સમિપ આ ગિરિના તટોને,
જેની ઘણી ઝરણપૂર્ણ ગુફા ઘટામાં
હું પ્રાણ પ્યારી સહ કાલ ઘણો વસ્યો છું.

આ શબ્દો સાંભળી સીતા તમસાને કહે છે કે સખિ! મને અંધારાં આવે છે, મને ઝાલી લે. એવામાં ફરી પાછા શબ્દો સંભળાય છે હા પ્રિયે જાનકિ! હા દેવી દણ્ડકારણ્ય પ્રિય સખિ! હા દેવી વિદેહરાજ પુત્રિ! રામ મૂર્છા પામે છે. તમસાની સલાહથી અદસ્ય વિદ્યાસહ સીતા મૂર્છીત રામના અંગ ઉપર કર ફેરવે છે. સીતાના સ્પર્શથી રામ સચેત થાય છે ને બોલે છે.

(વસંત તિલકા)

છે સ્પર્શ આ પરીચિત પ્રથમે થકી તે,
છે એજ જીવન વળી, મન મોહ એ છે;
સંતાપની પલકમાં હરિ સર્વ મૂર્છા
આનંદની ફરીથી એ જડતા વધારે.

એવામાં નેપથ્યમાંથી વાસન્તીનો પોકાર આવે છે કેઃ—

[મંદ્રાક્રાન્તા]

દેવીએ, જે કરિ શિશુ ઘણું શલ્લકી પત્ર ઘેલું,
આપી પૂર્વે કરથી ચુંટીને પત્ર અગ્રો ઉછેર્યું,

પ્યારી સાથે રમતું જલમાં, આવી ત્યાં તેની સામે,
ગાંડો ગર્વે મદ બળ ભર્યો હસ્તિ રાજા અડયો છે.

રામ એ પોકાર સાંભળી કરિશિશુને બચાવવા જાય છે ત્યાં તેમને વાસન્તીનો મેળાપ થાય છે. સીતાની પ્રિય સખીને નિહાળી રામ ઝંખવાણા પડે છે. વાસન્તી પણ રામને નિહાળી કરૂણ આનંદથી નવાઇ જાય છે. સીતા અને તમસા પણ રામ અને વાસન્તીની પાછળ પાછળ પ્રિયા સાથે ઉભેલા કરિશિશુને નિહાળવા જાય છે કરિશિશુને નિહાળતાં સીતાને લવ–કુશ સાંભળી આવે છે. ખરેખર અપત્ય પ્રસવ એ સ્નેહની પરાકાષ્ટા છે, એજ માબાપને અન્યો અન્ય શું વિશેષ કરી લેનાર બંધ છે.

(અનુષ્ટુપ)

સ્નેહાશ્રયથી બન્નેનાં અંતકરણ તત્વની,
આનંદગ્રંથી બંધાયે-એક આ છોકરાં રુપી.

ભવભૂતિનો આ વિચાર અતિ મહત્વનો છે. સરખાવો ન્હાનાલાલની જયા જયન્તમાંની ઉક્તિ " માતપિતાનાં અધુરાં આદરી પૂરાં કરે તે સંતાન." માનસશાસ્ત્રના નિયમને અનુસરીને ભવભૂતિએ આ વિચાર વ્યક્ત કર્યો છે.

It is due to the parental instinct that the parents feel most for their offsprings. At times the force of this instinct leaves the parents to sacrifice their lives for their offsprings. મહાકવિ બાણના પિતા ચિત્રભાનુએ બાણનો ઉછેર આવી જ રીતે કર્યો હતો.

વૈશમ્પાયન શુકના સ્વમુખે પોતાનું કેવી રીતે પોતાના પિતાએ પાલન કર્યું હતું તેનો યથાર્થ ખ્યાલ બાણ પોતાની કાદમ્બરીમાં આપે છે. હુમાયુને માટે બાબરે આવીજ રીતે પ્રાણ સમર્પણ કર્યો હતો.

સીતા ઉચ્ચારે છે કે:— હા દૈવ! એ મારા વિનાના, હું એમના વિનાની એવું તે કોણે લખેલું હશે? એવામાં વાસન્તી રામને ઠપકો આપતાં કહે છે કે:— એરે દેવ! તમે આટલા બધા દારૂણ કેમ થઈ ગયા છો?

( વસંત તિલકા )

તું જીવ, તું હૃદય છે મમ પ્યારી બીજું,
તું કૌમુદી નયનની, તું સુધા મમાંગે;
એવાં હજાર વચને રીઝવી સુમુગ્ધા,
તેનેજ, શાન્ત, અથવા વદું શું વધારે?

દેવ! તમે આ ન કરવા જેવું શું કર્યું?

રામઃ— લોક સાંખતા ન હતા તેથી.

આ શ્લોકમાં ગુણ કીર્તન, ઉદ્વેગ અને વિલાપ એમ એક પછી એક ઉત્તરોત્તર અવસ્થાનું એક સામટું વર્ણન છે. આવીજ એક સામટી અવસ્થા માલતી—માધવમાં પણ કલ્પવામાં આવી છે. માધવની અવસ્થા વિષે શોક કરતો મકરન્દ કહે છે કે:—

( વસંત તિલકા )

ગાત્રે સુચન્દન હતો. શરદેન્દુ આંખે,
આનંદ હેતુ મનનો, મમ તું હતો જે,

તે કાન્તિવાન જન કારણ વિણ લેતાં,
કાળે હર્યું જીવિત, હું મરતો અહીંયાં.

સરખાવો જયદેવના ગીત ગોવિંદમાં શ્રી કૃષ્ણની રાધા માટેની ઉક્તિ.

( પ્રબંધ)

તૂંજ મુજ મનધન અને તૂંજ મુજ તનમને
જીવનનૂંય જીવન તૂં મારે;
પ્રીયે મ્હેર કીજે; રીઝી પરી રીસ કરી દીજે.

સરખાવો Earl of Rochester ના To His Mistress ની નીચેની લીટીઓ સાથે:—

Without thy light (oh sweet heart) what light
remains in me ?
Thou art my life, my way, my light's in thee;
I live, I move and by thy beams I see.
Thou art my life - if thou but turn away.
My life's a thousand deaths.

જ્યારે રામ કહે છે લોક સાંખતા ન હતા તેથી મેં સીતાનો ત્યાગ કર્યો ત્યારે વાસન્તી કહે છે કેઃ—

[ દ્રુત વિલંબીત ]
યશ કઠોર ! તને પ્રિય હોય તો
અયશ આ થકી ઘોર બીજો કયો ?

હરિણ લોચની તું થયું શું વને?
અરર નાથ! કહો મન શું સુઝે?

હે નિર્દય! જો તમને યશ વહાલો હોય તો સીતાને—પોતાની જીવ રુપ અર્ધાંગનાને વનવાસ કાઢી અકારણ દુ:ખી કરી. એથી બીજો ઘોર અપયશ કેવો હોય? સીતા વનમાં મરણ પામી હશે એ મારાથી બોલી શકાતું કે વિચારી શકાતું નથી, પણ તમે કઠોર, નિર્દય છો, તેથી કહી શકાશો માટે કહો.

રામને આ ઠપકો વજ્ર બાણ જેવો કારી લાગે છે, તેથી તે કહે છે કે:—

( હરિણી. )

હૃદય ન પડે ફાટી દુ:ખે, દળાઇ પીડાય છે,
શરીર સઘળું મ્હેરૂં મોહે, ન શુદ્ધિ તથા તજે;
અગન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મૂકે,
મરમ હણતો દૈવે મારૂં ન જીવિત કાપી લે.

આ શ્લોકમાં વિલાપ, ઉન્માદ અને વ્યાધિ એમ એક પછી એક ઉત્તરોત્તર અવસ્થાનું એક સામટું વર્ણન છે. જડતાની અવસ્થાની છાંટ છે. માલતી—માધવમાં પણ ભવભૂતિ માધવની આવીજ અવસ્થાનું વર્ણન કરે છે. માલતીના વિરહથી પીડાતો ગાંડાતુર બનેલો માધવ કહે છે કે:-- અરે મારી અવસ્થા ન જાણનારી!

[ઉપજાતિ]

જતો જાણે આતમા, સુતનુ મન જાણે જતું ફુટી,
બળે અંગો જાણે, જતું સમીપ અંધારૂં પ્રસરી;

ત્વરા આ વેલાએ કરવી, નહિં હાંસી, પ્રિયતમા
ભળી ચક્ષુ ટાઢાં કર, તું નહિ થા નિર્દય જરા.

સરખાવો કાળિદાસના વિક્રમોર્વશીયમાંની નીચેની લીટીઓમાં પુરૂરવાનું ઉર્વશી માટેનું કથનઃ—

( હરિણી )

કમળ દળની ના શય્યાએ, ન ચંદ્ર તણા કરે,
નવ મલય જે, ના માળાએ, ન મોતી સરે, સરે
મનમથ તણો આતો વ્યાધિ પ્રિયા મમ સંહરે
ઉરવશીની કે એકાંતે કૈં કથાજ વ્યથા હરે.

સરખાવો Lord Byron ની 'When We Two Parted' નામના કાવ્યની કડીઃ—

Thy vows are all broken,
And light is thy fame;
I hear thy name spoken
And share in its shame

ધીરે ધીરે રામની અવસ્થા વધારે જડ થતી જાય છે અને તે કહે છે કેઃ-

(અનુષ્ટુપ)

દેવી શૂન્ય થયું વિશ્વ, વર્ષ બાર ગયાં વહી,
નામે ડૂબ્યું સીતા કેરૂં, તોયે રામ મૂવો નહિ.

(મન્દાક્રાન્તા)

મુઝાયે છે હૃદય અતિશે દેવિ ! ગાત્રો ગળે છે;
સંસારે સૌ ઉજડ દીસતો, ચિત્ત મારૂં બળે છે,
ધ્રૂજંતો આ ગહન તિમિરે ડૂબતો જીવ જાય
દુર્ભાગી હું કરૂં શું ? સબળે મોહ અંગે ભરાય.
( રામ પુનઃ મૂર્છા પામે છે. )

અહીંઆં રામની જડતા અવસ્થાનું વર્ણન છે. સરખાવો જયદેવના ગીત ગોવિંદમાં શ્રી કૃષ્ણ માટે ઝુરતી રાધાની જડતા અવસ્થાનું વર્ણનઃ—

(વસંત તિલકા)

રે દક્ષિણા નીલ ! અદક્ષિણ તું બને કાં ?
દે દેહડી દહીજ, અગ્નિ સખા સખા થા.
ને મુજને પણ અનંગ અનંગ કીજે
આ પ્રાણ પંચશર ! પંચશરે હરી જે

અનુસ્મૃતિથી જડતાનું વિવરણ કરતાં સાક્ષરશ્રી ગોવર્ધનરામ કુમુદ પાસે બોલાવે છે:— મોઈ એ કુમુદ ! પત્થર ન જન્મી ! અહો મારા જહાંગીર !

નુરજહાન તુજ નુર વિનાની, તે કાજ તું ટટળે શાને ?
આહા મારા સરસ્વતિચંદ્ર ! આહા પુરુષ રત્ન ! નિર્માલ્ય કુમુદમાં તેં શું દીઠું કેઃ—

દુષ્ટ કુમુદને કાજ ઝુરેને મ્હેલ છોડી વનવાસી થયો ?

સીતાજીના દીલમાં પણ રામને માટે આવાજ ભાવ ઉભરાય છે અને તે કહે છે કેઃ— હા આર્ય પુત્ર! મજ ' અભાગણીને લીધે તમ સરખા સકલ સંસારના મંગલમય આધારનો જીવ વારંવાર સંશયમાં આવી પડે એવી દારૂણ દશા! અરે મારૂં સર્વ ધૂળ મળ્યું. હું મોઈ ફરીથી સીતાજી અદૃશ્ય વિદ્યાથી રામ પાસે સરી સ્પર્શથી રામને સચેત કરે છે. સચેત થયા બાદ દુઃખી હૃદયે રામ છૂટા પડી વિમાનમાં બેસી ચાલ્યા જાય છે.

## અંક ચોથો.

વાલ્મીકિ ઋષિના આશ્રમમાં મેળો ઉભરાયો છે ઋષ્યશૃંગના આશ્રમમાંથી કૌશલ્યા, અરૂન્ધતી અને ભગવાન વશિષ્ટ પધાર્યા છે. ચંદ્રદ્વીપમાં તપ કરતા રાજર્ષિજનક પધાર્યા છે. વિદેહરાજ જનક આ આશ્રમ બહાર વૃક્ષની છાયામાં સીતાનો શોક કરતા બેઠા છે. ત્યાં તેમને મળવા અરૂન્ધતી અને કૌશલ્યા પધારે છે. કૌશલ્યાને જોતાં જનકનો ગુપ્ત ક્રોધ ભભૂકી ઉઠે છે અને તે અરૂન્ધતીને ઉદ્દેશીને કહે છે કેઃ— ભગવતિ! પેલા પ્રજારંજન તત્પર રાજાનાં માતુશ્રી કુશલ છે ને! આહ! અગ્નિ તે કોણ અમારી પ્રસુતિનું પરિશોધન કરનાર? અરૂન્ધતી નિશ્વાસ નાંખતાં જવાબ આપે છે કે અગ્નિ એ બોલ વત્સાપ્રતિ હલકો પડે છે. સીતા એજ યથાર્થ છે. હા વત્સે!

( શિખરિણી )

શિશુ વા, શિષ્યા વા, મમ તું જયમ છે તે રહી ભલે,<br>
મહા શુદ્ધિનાથી તું પર મમ ભક્તિ ઠરી રહે,

શિશુ હો કે સ્ત્રી હો, પણ તું જગમાં વન્દ્ય સહુની;
ગુણી ના પૂજાયે ગુણ, ન વય જાતિ નવ કદી.

તે વખતે " અહો મારી વેદનાઓ હાલી ઉઠે છે " એમ બોલી કૌશલ્યા મૂર્ચ્છા પામે છે. કૌશલ્યા પ્રતિના પોતાનાં કઠોર વચન માટે વિદેહરાજ જનક પસ્તાય છે તે કમણ્ડલમાંથી તેમના ઉપર જળ છાંટે છે. કૌશલ્યા સીતાજીનો શોક કરતાં શુદ્ધિમાં આવે છે ને બોલે છે કેઃ— રે વત્સે જાનકિ ! દૃઢ વજ્રલેપથી જડી લીધો હોય એમ મારો પાપી જીવ મને અભાગિણીને તજીને જતો નથી.

એવામાં નેપથ્યમાં છોકરાંઓનો કલબલાટ થાય છે, તેથી સર્વેની નઝર તે તરફ જાય છે. કૌશલ્યા, અરૂન્ધતી અને જનકની નજર ' લવ ' પર ઠરે છે, ને જનક ઉચ્ચારે છે કેઃ—

(હરિણી)

કુ વલય દલ સ્નિગ્ધ સ્યામ, પ્રસન્ન શિખંડકે,
અમલ વપુના રૂપે સાજે, બધા ગટુ સાથને,
ફરિથી શિશુતા પામ્યા જાતે શકે રઘુ નન્દન
નજર પડતો તેવો આકો સુધા નયને ભરે.

લવને બોલાવે છે, લવ આવી વડીલોને નમસ્કાર કરે છે, અરૂન્ધતી અને કૌશલ્યા તેને ગોદમાં લે છે. કૌશલ્યા ' લવ ' માં રઘુનાથ અને સીતાજીની નાની મૂર્તિ નિહાળી હરખાય છે ને જનકરાજને ઉદ્દેશીને કહે છે, રાજર્ષે, મને તો બાલકનું મ્હોં સૂક્ષ્મ રીતે તપાસી જોતાં સીતાજીના મુખ ચન્દ્રને બરાબર મળતું આવે છે. જનક ધારીને જોતાં કહે છે યથાર્થ છે.

(શાર્દુલ વિક્રીડિત)

પુત્રીની રઘુનાથની પણ બધી આ બાલનામાં દિસે
સંપૂર્ણ પ્રતિબિંબમાં જ્યમ પડી, તે આકૃતિ, કાન્તિ તે,
તે વાણી, રીતી તેજ, આ સહજતે પુણ્યાનુભાવાત્મતા,
હા ! હા ! દૈવ શું ચિત્ત ચંચલ ધસે આડા ઉંધા માર્ગમાં.

ઉપરના બન્ને શ્લોક પૂર્વ સંસ્કારથી વ્હાલાંનું ચિત્ત વ્હાલની વસ્તુ તરફ કેવી રીતે અણધારેલું આકર્ષાય છે તે બતાવે છે. કુદરતનો એ પરાપૂર્વનો નિયમ છે કે:— The like attracts the like. There lies the Devine Mystery in such an attraction. મહા કવિ કાલિદાસ પણ સર્વદમનની ચેષ્ટામાં આજ સિદ્ધાન્તને અનુસરે છે. વૈશમ્પાયન પ્રધાનપુત્રના મહાશ્વેતા તરફના અણધાર્યા આકર્ષણમાં પણ આજ સિદ્ધાન્ત મહા કવિ બાણ સાબીત કરે છે.

વડીલો લવ પાસેથી કુશનો, સીતાજીના ત્યાગનો, અને રામાયણની કથાનો સીતા ત્યાગ સુધીના ભાગનો ઇતિહાસ રહસ્યથી જાણી લે છે. બાકીની કથાનો વૃતાન્ત ભગવાન વાલ્મીકિ ભરતમુનિની દેખરેખ નીચે અપ્સરાઓ મારફત ભજવવાના છે તે વાત પણ જાણી લે છે. તેવામાં નેપથ્યમાં લક્ષ્મણ પુત્ર ચન્દ્રકેતુનો અવાજ આવે છે. રે રે સૈનિકો ! કુમાર ચન્દ્રકેતુ આજ્ઞા કરે છે કે કોઇએ આશ્રમારણ્ય ભૂમિમાં પ્રવેશ કરવો નહિ એવામાં ગભરાટથી દોડતાં આશ્રમ બાલકો પ્રવેશ કરે છે અને લવને અશ્વ બતાવવા લઇ જાય છે. મેધ્યાશ્વની પાસેના સૈનિકો લવ વિગેરે બાળકોનું અપમાન કરે છે તેથી લવ ખીજવાઇ જાય છે, અશ્વ ઉપરની ઉતાકા લઇ લે છે ને બાળકોને કાંકરા મારી અશ્વને હાંકી મૂકવાનો હુકમ કરે છે.

(નેપથ્યમાં)

હા આર્યપુત્ર! હા કુમાર લક્ષ્મણ! હું કર્મકુટી એકલી અને અશરણ આ અરણ્યમાં પ્રસવ વેદનાથી પીડાઉં છું! હાય! હાય! મારી પાછળ આ મુઆ વાઘ વરુ વીંટાઇ વળ્યાં! શું કરૂં! મારા બળ્યા બળ્યા જીવને લેઇને ભાગીરથીમાં પડતું નાંખું.

(અનુષ્ટુપ)

વિશ્વંભરાત્મજા દેવી રાજાએ તજી મ્હાવને,
તેથી પ્રસવ કાલે તે ગંગાદેવી વિષે પડે.

(આ દશ્ય નિહાળી રામને અતિ દુઃખ થાય છે અને તે બોલે છે હા દેવી! દણ્ડકારણ્ય વાસ પ્રિય સખિ! રામને લીધે આ તારી દુર્દશા! વત્સ લક્ષ્મણ! કોઇ વાર ન દીઠેલા એવા અંધારામાં હું અકસ્માત આંધળો ભીંત બની રહ્યો છું, તેથી મને ઝાલી લે.)
દેવીઓ—

[અનુષ્ટુપ]

શાન્ત થારે તું કલ્યાણિ! વૈદેહિ ભાગ્યશાલી! તેં
રઘુવંશ ધુરંધારી સુત બે જલમાં જણ્યા.

સીતા—(શુદ્ધિમાં આવતી) અહો બે બાલકોનો પ્રસવ થયો! હા આર્યપુત્ર! [મૂર્છા પામે છે.]
(રામ અર્ધ મૂર્છામાં પડે છે, લક્ષ્મણ વા નાખે છે)

પૃથ્વી— વત્સે ! ધીમી પડ, ધીરજ ધર.

સીતા—(શુદ્ધિમાં આવીને) ભગવતિ ! તમે તથા આ કોણ છો ?

પૃથ્વી— આ તારાં સાસરાનાં દેવી ભાગીરથી.

સીતા— ભગવતિ ! તમને નમસ્કાર કરૂં છું.

ભાગીરથી—તારાં સત્કર્મથી સંચિત થયેલી કલ્યાણ સમ્પતિ તને પ્રાપ્ત થાઓ. આ તારાં માતા વસુન્ધરા

સીતા— હા માડિ ! તેં મને આ વેળે જોઇ.

પૃથ્વી—આવ બેટા ! આવ પુત્રિ !(સીતાને આલિંગન દેતાં મૂર્છા પામે છે.)

(રામ આ જોઇને કહે છે: આતો કાળજું કાપી નાખે એવું જણાય છે)

ભાગીરથીઃ—વિશ્વંભરા પણ મુંઝાય છે ત્યારે અપત્ય સ્નેહજ મોટો કહેવો જોઇએ; અથવા કોઇપણ ચેતનવાળાં પ્રાણીએ છુટી ન શકાય એવો મોહમાયાની ગાંઠથી ધીંગો થયેલો, અંતઃકરણમાં રહેલો એ સંસારતંતુ સર્વને સાધારણજ છે. વત્સે વૈદેહિ ! દેવી વિશ્વંભરા ! ઉઠો, ધીમાં પડો.

પૃથ્વીઃ—(શુદ્ધિમાં આવતાં) સીતા જેવી પુત્રીને જણીને ધીમી તે ક્યાં પડું ? એક તો

[ઇન્દ્રવજ્રા]

લાંબો થયો રાક્ષસ ઘેર વાસ ! ને આ બીજો દુઃસહક્રૂર ત્યાગ !
અથવા રામભદ્રને તો આટલું કહેવુંજ જોઇએ કે એ બાલકે

(ગીતી)

બાલપણમાં ઝાલ્યો હસ્ત ગણ્યો નવ ઝગાર તે મનથી,
કે, હું, અગ્નિ, જનક, વા, ગર્ભદુઃખ નવ, સીતા ન વન ભટકી !

(નેપથ્યમાં)

હા આર્યપુત્ર! હા કુમાર લક્ષ્મણ! હું કર્મકુટી એકલી અને અશરણ આ અરણ્યમાં પ્રસવ વેદનાથી પીડાઉં છું! હાય! હાય! મારી પાછળ આ મુઆ વાઘ વરુ વીંટાઇ વળ્યાં! શું કરૂં! મારા બળ્યા બળ્યા જીવને લેઇને ભાગીરથીમાં પડતું નાંખું.

(અનુષ્ટુપ)

વિશ્વંભરાત્મજા દેવી રાજાએ તજી મ્હાવને,
તેથી પ્રસવ કાલે તે ગંગાદેવી વિષે પડે.

(આ દૃશ્ય નિહાળી રામને અતિ દુઃખ થાય છે અને તે બોલે છે હા દેવી! દણ્ડકારણ્ય વાસ પ્રિય સખિ! રામને લીધે આ તારી દુર્દશા! વત્સ લક્ષ્મણ! કોઇ વાર ન દીઠેલા એવા અંધારામાં હું અકસ્માત આંધળો ભીંત બની રહ્યો છું, તેથી મને ઝાલી લે.)
દેવીઓ—

[અનુષ્ટુપ]

શાન્ત થારે તું કલ્યાણિ! વૈદેહિ ભાગ્યશાલી! તેં
રઘુવંશ ધુરંધારી સુત બે જલમાં જણ્યા.

સીતા—(શુદ્ધિમાં આવતી) અહો બે બાલકોનો પ્રસવ થયો! હા આર્ય-પુત્ર! [મૂર્છા પામે છે.]
(રામ અર્ધ મૂર્છામાં પડે છે, લક્ષ્મણ વા નાખે છે)

પૃથ્વી— વત્સે ! ધીમી પડ, ધીરજ ધર.

સીતા—(શુદ્ધિમાં આવીને) ભગવતિ ! તમે તથા આ કોણ છો ?

પૃથ્વી— આ તારાં સાસરાનાં દેવી ભાગીરથી.

સીતા— ભગવતિ ! તમને નમસ્કાર કરું છું.

ભાગીરથી— તારાં સત્કર્મથી સંચિત થયેલી કલ્યાણ સમ્પતિ તને પ્રાપ્ત થાઓ. આ તારાં માતા વસુન્ધરા.

સીતા— હા માડિ ! તેં મને આ વેળે જોઇ.

પૃથ્વી — આવ બેટા ! આવ પુત્રિ ! (સીતાને આલિંગન દેતાં મૂર્છા પામે છે.)

(રામ આ જોઇને કહે છે: આતો કાળજું કાપી નાખે એવું જણાય છે )

ભાગીરથી:—વિશ્વંભરા પણ મુંઝાય છે ત્યારે અપત્ય સ્નેહજ મોટો કહેવો જોઇએ; અથવા કોઇપણ ચેતનવાળાં પ્રાણીએ છુટી ન શકાય એવો મોહમાયાની ગાંઠથી ધીંગો થયેલો, અંતઃકરણમાં રહેલો એ સંસારતંતુ સર્વને સાધારણજ છે. વત્સે વૈદેહિ ! દેવી વિશ્વંભરા ! ઉઠો, ધીમાં પડો.

પૃથ્વી:—(શુદ્ધિમાં આવતાં) સીતા જેવી પુત્રીને જણીને ધીમી તે ક્યાં પડું ? એક તો

[ઇન્દ્રવજ્રા]

લાંબો થયો રાક્ષસ ઘેર વાસ ! ને આ બીજો દુઃસહક્રૂર ત્યાગ !

અથવા રામભદ્રને તો આટલું કહેવુંજ જોઇએ કે એ બાલકે

(ગીતી)

બાલપણમાં ઝાલ્યો હસ્ત ગણ્યો નવ લગાર તે મનથી,<br>
કે, હું, અગ્નિ, જનક, વા, ગર્ભદુઃખ નવ, સીતા ન વન ભટકી !

સીતાઃ— હાય હાય ! મને આર્યપુત્ર સંભારી આપ્યા ?
પૃથ્વીઃ— બેશ, બેશ, જોયા તારા આર્યપુત્ર !
સીતાઃ—(લજવાતી અને રોતી) હાજતો, તમે કહો તે ખરૂં.
ભાગીરથીઃ—ભગવતિ વસુન્ધરે ! ક્ષમા કરો. તમે તો બધા સંસારનું શરીર છો, ત્યારે ન જાણતાં હો એમ જમાઈના ઉપર અકળાઓ છો શું ?

[મંદ્રાક્રાન્તા]

લોકે વાધ્યો અપયશ; કરી વન્હિનાથી વિશુદ્ધિ
લંકાદ્વીપે, કયમ કરી અહીં તે જનો લે સ્વીકારી ?
ઇશ્વાકુનુ કુલધન ઠર્યું જે પ્રજા રંજવાનું,
જાણો માડિ ! ગહન બહુ તે, ત્યાં કરે બાલ એ શું

પૃથ્વીઃ—હું નિત્યે તમારા ઉપર પ્રસન્નજ છું, પણ મારી લાડકડીનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી. રામભદ્રને એના ઉપર કેવો પ્રેમ હશે તે તો હું જાણુતી નથી, કેમકે,

(ગીતિ)

દૈવયોગ થકી પુત્રી તજી મમ, મનમાં પીડાય બહુ પોતે
લૌકિક ધીરજ ધરીને પ્રજા પુણ્ય પર તથાપિ પણ જીવે.

સીતાઃ—(રોતી, નમન કરીને) માતા ! મને તમારામાં સમાવી દો.
ભાગીરથીઃ—ખમા કરે તને, વણ સમાયે હજાર વર્ષ સુધી જવતી રેહે.
પૃથ્વીઃ— પુત્રિ ! તારે તારા પુત્રની સંભાળ લેવાની છે.
સીતાઃ— હું અનાથ એમને શું કરૂં ?

પૃથ્વી:— તારે નાથ છતાં તું અનાથ ક્યાંથી થઈ?
સીતા:—હું કર્મકુટી કેવી એક અનાથ છું તે તો જણાય ત્યારે!

દેવીઓ:— (અનુષ્ટુપ)

જગન્મંગલ આત્માને હલકો કયમ તું ગણે?
વધે છે જે તણા સંગે અમારી એ પવિત્રતા.

(નેપથ્યમાં ગડગડાટ થાય છે. આખું અંતરિક્ષ જાણે સળગી ઉઠયું હોય એમ દેખાય છે. જૃમ્ભકાસ્ત્ર શસ્ત્રો પ્રગટ થાય છે. સર્વે તેમની સ્તુતિ કરે છે)

જૃ-શસ્ત્રો:— (અનુષ્ટુપ)

નમો દેવી સીતે! તારા પુત્ર પુકે ઠર્યાં અમે,
ચિત્ર જોતાં કહેલું છે દેવે જે રઘુનન્દને.

સીતા:—અહો સદ્‌ભાગ્યે આતો અસ્ત્રદેવ ઝળકી રહ્યા છે?

દેવીઓ:— [ગીતિ]

નમીએ પરમાસ્ત્રોને રાઘવકર દિપી રહ્યાં પવિત્ર તમો,
ધ્યાન ધર્યે ઝટ ધાજો બાલક બેને, તમારૂં ભદ્ર થજો.

વત્સે! હવે તારા હૈયાનો શોક દૂર કર. તારા બે પુત્રો રામભદ્રના જેવાજ થયેલા છે.
સીતા:—ભગવતિ! એમને ક્ષત્રિયોચિત સંસ્કાર કોણ આપશે?

રામ:— ગીતિ

વશિષ્ટ ગુરૂ પરિરક્ષિત રઘુકુલકેરી વૃદ્ધિ કરી તેને,
હાય! હવે સીતાને સંસ્કર્તા નિજ પુત્રતણો ન જડે!

ભાગીરથી:—પુત્રિ ! તેની ફીકર કરીશ મા. આ બે બાલકોને ધાવણ મુકાવ્યા પછી ભગવાન્ વાલ્મીકિને સોંપી આવીશ. તે એમના ક્ષત્રિયો ચિત સર્વ સંસ્કાર કરશે.

(અનુષ્ટુપ)

અંગિરા ને વશિષ્ટાદિ, તેવા છે ઋષિ વાલ્મીકિ,
જનકોને રઘુઓના કુલના ગુરુ મૂલથી.

પૃથ્વી:—ચાલ પુત્રિ ! રસાતલને પાવન કર.

સીતા:—માતા ! મને તમારામાં સમાવી ઘો, હું આવો અવતાર કાઢી શકનારી નથી.

પૃથ્વી:—વત્સે ! ધાવણ મુકતાં સુધી તો આ પુત્રોની સંભાળ રાખ એવી મારી આજ્ઞા છે. પછી તારી મરજી પ્રમાણે કરીશ.

(પછી, ગંગા, પૃથ્વી અને સીતા જાય છે.)

રામ:-શું વૈદેહિ ! સમાઇજ ગઇ ! હા દેવી દણ્ડકારણ્ય વાસ પ્રિય સખિ ! દેવતા તુલ્ય ચરિત્રવાળી ! લોકાન્તરમાંજ જઇ વસી. (મૂર્છા પામે છે.)

(ભાગીરથીનું જલ ઉભરાય છે. આકાશ દેવ ઋષિ ગણનાથી છવાઇ જાય છે. ગંગા અને પૃથ્વી દેવતા પોતાની સાથે સીતાદેવીને લઇને ઉપર આવે છે ને જળથી બહાર નીકળી અરૂન્ધતી સમીપ જઇને તેને સીતાની સુપરત કરતાં કહે છે)

(અનુષ્ટુપ)

અરૂન્ધતિ ! જગદ્વન્દ્યે ! ગંગા પૃથ્વી અમે છીએ,
ધર્મશીલ વધૂ સીતા તમને સોંપીએ અમે.

(પછી અરૂન્ધતી અને સીતા પ્રવેશ કરે છે)

અરૂન્ધતી:— (ગીતિ)

ચાલ ચાલ ઝટ વ્હેલી, તજ તુજ મન થકી તમામ લજ્જાને,
જીવાડ વત્સ તું મારો, ફેરવી કર અતિ મિઠો શરીર એને.

સીતા:— (ગાભરી ગાભરી પાસે જઇને રામના ઉપર હાથ ફેરવતી) આર્યપુત્ર ! ઉઠો.

રામ:— (શુદ્ધિમાં આવીને આનંદથી) અહો આ શું ?
સીતા, અરુન્ધતી, ઋષ્યશૃંગ, શાન્તા, ગંગાદેવી, વસુન્ધરા, શત્રુઘ્ન, જનક, કુશ, લવ, કૌશલ્યાદિ માતાઓ, વશિષ્ટ અને વાલ્મીકિ આદિ સર્વને એકઠા થયેલા જોઇને આનંદમાં આવી જાય છે.)

અરૂન્ધતી:—રે રે પૌર મહાજનો ! આ સૂર્ય કુળની વધૂ દેવ યજન સંભવા સીતાદેવી ભગવતી જાન્હવી અને વસુન્ધરાએ પ્રસ્તુત પ્રભાવપૂર્વક મને અરૂન્ધતીને સોંપી છે; વળી એની પવિત્રતાનો નિર્ણય ભગવાન્ વૈશ્વાનરે પણ આગળ કરેલો છે; બ્રહ્માદિ સર્વે દેવો એની સ્તુતિ કરી રહ્યા છે, ત્યારે એનો આજ અંગીકાર કરીએ છીએ તે વિષે તમારો શો અભિપ્રાય છે ?

લક્ષ્મણ:—ભગવતિ ! સર્વ પ્રજા સહિત બધું ભૂતગ્રામ આપની આજ્ઞાને માથે ચઢાવી, આપને નમન કરી રહ્યું છે.

અરૂન્ધતી:—જગત્પતે રામભદ્ર ! [ગીતી)

સૂવર્ણમય મૂર્તિની પુણ્ય પ્રકૃતિ ધર્મચારિણી પ્રિયા,
યથા ધર્મ ગૃહી તેને, યજ્ઞ વિષે તુજ સાથ રાખ તું હ્યાં.

રામ:— જેવી ભગવતિની આજ્ઞા.

સીતા:—[મનમાં] સીતાનું દુ:ખ વિસરાવવાનું તો આર્યપુત્રને શિખવવું પડે તેમ નથી. (પ્રકાશ) હવે મારા જીવમાં જીવ આવ્યો.

લક્ષ્મણ:—આર્યે ! આ લાજ વિનાનો લક્ષ્મણ પ્રણામ કરે છે.

સીતા:— વત્સ ! એવોજ તું ચિરંજીવ.

અરૂન્ધતી:—ભગવન્ વાલ્મીકે ! સીતાની કુખમાં પાકેલાં રામભદ્રનાં પેલાં કુશ અને લવ રત્ન તેમને સોંપો. (વાલ્મીકિ જાય છે અને કુશ અને લવ સાથે પ્રવેશ કરે છે) ને તે સીતાને સોંપે છે. સીતા તેમને ગોદમાં બેસાડીને ભેટી પડે છે.

રામ:—આ સર્વ નજરે દેખતાં છતાં પણ મારૂં મન માનતું નથી, અથવા અભ્યુદયનો એ સ્વભાવજ છે.

વાલ્મીકિ:—રામભદ્ર ! આ ઉપરાંત બીજું શું પ્રિય કરૂં તે કહો.

રામ:—આથી પ્રિય તે શું હોય ? તથાપિ આટલું થાઓ.

(શાર્દૂલવિક્રીડિત)

ટાળો પાપ, સુવૃદ્ધિ શ્રેયની કરો, આ તે કથા રામની,
મંગલ્યા, સુમનોહરા, જગની માતાશી ગંગા સમી;
ભાળો માનથી પણ્ડિતો, અભિનયે જે આદીસે દીપતી,
શબ્દ બ્રહ્મ વિજાણ પૂર્વ કવિની બુદ્ધિ ભરી ભારતી.

[ભગવાન્ વાલ્મીકિના આશિર્વાદ સાથે સર્વે વિદાય થાય છે.]

આધુનીક જમાનાના રામની આંતરભક્તિ વિનાના ઘણાએ નવ યુવાનો રામના બાહ્ય કર્તવ્યનું આંધળું અનુકરણ કરીને ધણીએ સીતાદેવી જેવી ગૃહિણીઓનો ત્યાગ કરીને, રામનું એક પત્નીવ્રતનો ધડો

વિસારે મૂકી, બીજીને પરણી બેસે છે, ને તેનો ત્યાગ કરી ત્રીજીને પરણવા લલચાય છે. આ તેમનો પ્રેમયોગ કે વાસનાયોગ? વિચારવા જેવો છે.

William Butler Yeats તેના Baile and Aillinn કાવ્યમાં આવા વિચારના યુવકોને લીધે સ્ત્રીઓનો સંસાર કેવો સળગી જાય છે તેનો ખ્યાલ આપે છે.

She fell and died of the heart-break.
Because a lover's heart worn out,
Being tumbled and blown about
By its own blind imagining
And will believe that anything
That is bad enough to be true, is true.

રામે આવીજ રીતે લોક વાયકા ઉપરથી સીતાનો ત્યાગ કર્યો હતો અને તેથીજ સીતાએ પૃથ્વીમાં સમાઇ જવા વસુન્ધરાને પ્રાર્થના કરી કારણ કે:—

An earthy thing were better like the rose,
At peace with clay from which its beauty grows.
Masfield

રામને જ્યારે સીતાની પવિત્રતાની ખાત્રી થઇ ત્યારે તેમણે જે આનંદના ઉદ્‌ગાર કાઢ્યા તેવાજ ઉદ્‌ગાર Thomas Hardy ના Great Things કાવ્યમાં જણાવ્યા છે.

Will these be always great things.
Great things to me?

# લેખ લખવામાં અન્ય ગ્રન્થોનો ઉપયોગ.

આ લેખની રચનામાં નીચેના ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે.

(૧) ભવભૂતિના ઉત્તરરામ ચરિતનું ભાષાન્તર— ભાષાન્તર કર્તા મણીભાઇ નભુભાઈ.

(૨) પરાક્રમની પ્રસાદી— કેશવ હર્ષદ ધ્રુવ.

(૩) ભવભૂતિના માલતી-માધવનું ભાષાન્તર—ભાષાન્તર કર્તા સાક્ષરશ્રી મણીભાઇ નભુભાઈ.

(૪) બાણભટ્ટની કાદમ્બરીનું ભાષાન્તર— ભાષાન્તર કર્તા છગનલાલ હરિલાલ પંડયા.

(૫) મેળની મુદ્રા— કેશવ હર્ષદ ધ્રુવ.

(૬) કવિ બિલ્હણ અને શશિકલા— નાગરદાસ ઈ. પટેલ.

(૭) The Poems of Hardy— [Thomas]

(૮) The Oxford Book of English Verse.

(૯) રામાયણ— શ્રી તુલસીદાસ,

(૧૦) લૌકિક ભજનો

(૧૧) Psychology by Ross.



# હર્ષવર્ધન અને તેની રત્નાવલી નાટિકા

શોભે જે કવિ સૃષ્ટિમાં મલપતો સોહાગના સૂર્ય શો
શૃંગારે કવિ કાલિદાસ શો રૂડો વિલાસે શ્રી બાણ શો
કારુણ્યે ભવભૂતિ શો વિભવતો સામર્થ્યમાં સિંહ શો
હર્ષે રાજવી હર્ષ છે કવિ ગણે ચિંતામણી ઓપતો.

બાણ અને મયૂરાદિ કવિઓનો આશ્રયદાતા, શુરવીર શત્રુઓનોય કાળવિધાતા, રત્નાવલી, નાગાનંદ અને પ્રિયદર્શના નાટકો અને નૈષધ કાવ્યનો કર્તા, ગંગાથી તે નેપાળ સહિત, માળવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર સહિત, હિમાલયથી નર્મદા સુધીની પૃથ્વીનો ભર્તા, ધર્મ-કર્મ, નેક-ટેટ, વિદ્યા અને વિનયનો વિભાણ્ડક, શ્રી અને સરસ્વતીનો લાડીલો કવિવર કુંદન હર્ષાવતાર શ્રી હર્ષ ઈ. સ. ની છઠ્ઠી સદીની છેલ્લી પચીસીમાં જન્મ્યો હોવાનું સંભવે છે. બાણના હર્ષચરિત અને ચીનાઈ મુસાફર હ્યુએનસંગના ઐતિહાસીક વૃતાન્તો ઉપરથી એ પ્રજાપ્રેમી અશોકાનુયાયી ભૂપાળનો રાજ્ય અમલ ઇ. સ. ૬૦૬ થી ઇ. સ. ૬૪૮નો સાબીત થાય છે.

થાણેશ્વરાધિપતિ પ્રભાકરવર્ધન શ્રી હર્ષના પુત્રવત્સલ પિતા હતા. સાતમા સૈકાની શરૂઆતમાં હુણ લોકોને મારી હઠાવવામાં રોકાયલા પુત્રે પિતાની આખરી માંદગીના સમાચાર સાંભળ્યા હુણ સંહારનું કાર્ય મ્હોટા ભાઈ રાજ્યવર્ધનને સોંપી દોડતો ત્રણ ત્રણ દિવસના આહારનો ત્યાગ કરીને હર્ષ પિતા પાસે પહોંચી ગયો. પિતાનું હૃદય સ્નેહથી છલકાઇ

ગયું. મહાકષ્ટે પથારીમાંથી શરીર ઉંચું કરી 'આવ દિકરા આવ' કહી હાથ પ્રસારી તેને છાતી સરસો ડાબી કહ્યું ' દીકરા, તું ખરેખર સુકાઇ ગયો છું. મારૂં સુખ, રાજ્ય અને વંશ તારામાંજ છે, મ્હારી માફક આખી પ્રજાનું સુખ પણ તારામાંજ છે, ચારે સમુદ્રોના રાજા ઉપર આધિપત્ય ભોગવવાને તું જાણે જન્મ્યો ન હોઉં તેમ તારાં લક્ષણો સૂચવે છે, ત્હારા જન્મથી હું ખરેખર કૃતાર્થ થયો છું." આટલું બોલી રાજા મટકું પણ ન માંડતાં તેના સામે જોઈજ રહ્યો, ને જોત જોતામાં તેનું પ્રાણ પંખેરૂં ઉડી ગયું. પિતાના મરણ પછી પાટવી કુમાર રાજ્યવર્ધન ગાદીએ બેઠો. એવામાં એક બનાવ બન્યો. આ બન્ને ભાઇઓની બ્હેન રાજ્યશ્રીના પતિને માળવાના રાજાએ મારી નાંખ્યો, અને માળવાનો રાજા રાજ્યશ્રીને વિંધ્યાગિરિનાં કોતરોમાં ઘસડી ગયો. ત્યાં તેને ઘણું દુઃખ દઈ, પગમાં લોઢાની બેડી નાખી, તુરંગમાં પૂરી દીધી. આ સમાચાર મળતાં રાજયવર્ધન માળવાના રાજા ઉપર ચ્હડી ગયો, તેને હરાવ્યો અને બ્હેન સાથે પાછો ફર્યો, ત્યાં રસ્તામાં માલવાના રાજાના મિત્ર મધ્ય બંગાલના રાજા શશાંકે ત્હેને મારી નાંખ્યો અને રાજ્યશ્રીને પોતાના કબજામાં લીધી ભાવિ પ્રબલથી રાજ્યવર્ધનના મરણ પછી હર્ષવર્ધન ગાદીએ આવ્યો ઇ સ ૫૦૬. ગાદીએ આવતાંજ તેણે શશાંકને હરાવી તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દઈ પોતાની બ્હેનને દુઃખથી મૂક્ત કરી. ઈ સ, ૬૧૯. ધીરે ધીરે તેના રાજ્યનો વિસ્તાર વધ્યો અને તેના ઇ. સ. ૬૪૮ ની સાલમાં મૃત્યુ થતાં પહેલાં દૂર આસામનો રાજા કામરૂપ પણ તેની આણ માનવા લાગ્યો અમલદારો ઉપર વિશ્વાસ રાખવાને બદલે તે જાતેજ રાજ્યની દેખરેખ રાખતો અને પ્રજાને પુત્ર સમાન પાળતો, તેથીજ તેની અમર ગાથા રચાઇ.

# રત્નાવલી નાટિકા.

## પૂર્વ વૃતાન્તઃ—

કૌશામ્બી નગરીનો વિલાસી રાજા વત્સરાજ અથવા ઉદયન યૌગન્ધરાયણ નામના પોતાના વિશ્વાસુ અને કાર્યદક્ષ પ્રધાનના હાથમાં રાજ્યનો સઘળો કાર્યભાર સોંપી રાગી રાગે તણાય છે. સિંહલ દેશના રાજા વિક્રમબાહુની રત્નાવલી નામની પુત્રી સાથે તેનો સંબંધ બંધાવાનો હતો. વિક્રમબાહુ ફક્ત એકજ કારણને અંગે તેમ કરતાં અટકયો હતો. વત્સરાજની રાણી વાસવદત્તા તેની ભાણેજ થતી હતી. જો રત્નાવલીનું લગન વત્સરાજ સાથે કરવામાં આવે તો વાસવદત્તા નાખુશ થાય એ ભયને અંગે–કરીનેજ એને એ વિચાર ના છૂટકે પડતો મૂકવો પડયો હતો. બીજી પાસથી યૌગન્ધરાયણને રત્નાવલીના સૌભાગ્ય દેવતાની ખબર પડી હતી. એ વસ્તુ એવી હતી કે રત્નાવલીના જન્મ પછી જોશીઓએ જન્મ પત્રિકાઓ ઉપરથી ભવિષ્ય ભાખ્યું હતું, કે જે રત્નાવલીને પરણશે, તે ચક્રવર્તી રાજા થશે. તેથી પોતાના રાજાની ઉન્નતિ ઉચ્છનાર પ્રધાને રત્નાવલી સાથે વત્સરાજનું લગન થાય, એવી યુકિતઓ રચવા માંડી. યૌગન્ધરાયણે પહેલાં એવી વાત ઉડાડી કે રાણી વાસવદત્તા લાવણક મહેલમાં બળી ગયાં છે. વિક્રમબાહુએ જયારે વાસવદત્તાના બળી ગયાના સમાચાર સાંભળ્યા ત્યારે યૌગન્ધરાયણે મોકલેલા વત્સરાજના કંચુકી બાભ્રવ્ય સાથે પોતાના પ્રધાન વસુભૂતિ અને રત્નાવલીને વત્સરાજ પાસે મોકલ્યાં. જે વહાણમાં તેઓ આવતાં હતાં, તે વહાણ કમનસિબે ખડક ઉપર અથડાઇ ભાંગી ગયું. વસુભૂતિ અને બાભ્રવ્ય તો જેમ તેમ કરીને કિનારે પહોંચી ગયા, અને કૌસલ દેશની સાગે લઢવા મોકલેલા વત્સરાજના સેનાપતિ રૂમણ્વાનને તેઓ મળી ગયા. તેઓએ તો એમજ ધાર્યું કે

રત્નાવલી ડૂબી ગઇ; પણ રત્નાવલીનું ભાવિ પ્રબલ હતું. એક લાકડાનું પાટીયું હાથ લાગવાથી રત્નાવલી તેને વળગી રહી; અને કેટલાક વહે-પારીઓ વહાણમાં જતા હતા, તેમણે તેને જોઇ અને તેને પોતાના વહાણમાં લઇ લીધી. પણ રત્નાવલીના કોટમાં મોતીનો હાર જોઇ તેઓ ચમકયા, કારણ કે તેજ હાર તેઓએ સિંહલદેશના રાજા વિક્રમબાહુને વેચાતો આપ્યો હતો. તેઓએ રત્નાવલીને યૌગન્ધરાયણના હાથમાં સોંપી રત્નાવલીનું નામ ઢાંકવાને યૌગન્ધરાયણે તેનું નામ સાગરિકા પાડયું; અને ત્હેને વાસવદત્તાના અંતઃપુરમાં રાખી. આટલું થયા પછી હવે જે બનાવ બને છે, તેમાં આ નાટિકાનો સમાવેશ થાય છે.

## અંક પહેલો.

### નાન્દી

(શાર્દૂલવિક્રીડિત)

પાદાગ્રેથી ઉભાં થતાં ઘડિ ઘડિ ભારે સ્તનોથી નમ્યાં,
જોતા આતુર નેનથીજ પૂજવા ગિરીશ ગૌરી જતાં;
લજ્જા સ્વેદથી ધ્રૂજતાં અરપવા જાતાં શિરે શંભુના,
વચ્ચેથી કુસુમાઞ્જલિ પડી જતી, તે રક્ષજો સર્વદા.

અને વળી,

કીધી આતુર થઇ ત્વરા, સહજ લજ્જાથીજ પાછાં ફર્યાં,
પહેલા સંગમમાંજ સહુ સખીજને કૈં કૈં કહી પ્રેરીયાં,
આધે શંભુ નિહાળી રાગથી રોમાઞ્ચ બીતિ ભર્યાં,
એવાં ગૌરી હસી શિવે ભુજ ભીડયાં, શ્રેયઃ ત્હમારૂં કરો.

પ્રેમભાવની ભક્તિમાં ધુંટણીએ પડી દેવને વારંવાર નમસ્કાર કરવાનો પૂજાનો એક પ્રકાર છે. એ પ્રકારમાં પગની આંગળીઓનાં ટેરવાં આશન પર ટેકવી, પગની એડી ઉપર જાંઘ ટેકવી, ટટાર બેસી, સ્થિર નયને દેવના તરફ ત્રાટક કરી જ્યાં દૃષ્ટા અને દૃશ્યનું એક સ્વરૂપ થાય ત્યારે નમસ્કાર કરવાનો હોય છે. કવિ હર્ષ રત્નાવલી નાટિકાની નાન્દી પાર્વતીની શીવ પૂજાના વંદનથી શરૂ કરે છે. કલ્પના અજબ અને નૂતન છે. દૃષ્ટાંત રસભર્યું અને તાદૃશ્ય છે.

પૂજાની વિધીમાં શ્રી પાર્વતીની ભગવાન શીવને નમસ્કાર કરવાની ક્રિયાને કવિ સ્તનભારથી નમી જવાની ક્રિયા કલ્પે છે. ભગવાનની ભકતના તરફ સમભાવી પ્રેમદૃષ્ટિની ક્રિયાને કવિ ભગવાન શીવની આતુર નેનથી જોવાની ક્રિયા કલ્પે છે; સમાધિ દશામાં શ્રી પાર્વતીજીને ભગવાન શીવનાં દર્શન થાય છે. એ દર્શન થતાંજ એમના દિલમાં પ્રેમનો ઉભરો આવે છે અને તેથી આંખમાં આંસુ, શરીરે સ્વેદ અને રોમાગ્રે કંપ થાય છે. આ ક્રિયાને કવિ રસીક વલ્લભા અને રાગી વલ્લભના સંયોગ સમયની ક્રિયા તરીકે કલ્પે છે. કંપ થવાથી ભગવાન શીવના શિરે અર્પવાની કુસુમાન્જલિ, અર્પવા જતાંજ હાથમાંથી સરી પડે છે. એવી કુસુમાન્જલિ સદા સર્વનું રક્ષણ કરો.

નાન્દીનો બીજો શ્લોક તો પહેલા શ્લોકનેય ટક્કર મારે એવો રસીક છે. પ્રભુતામાં પગલાં માંડવા પહેલી વારજ સાસરે આવેલી નવયૌવનાને, તેની સખીઓ સ્નેહપાશની કંઇ કંઇ અનેરી આશાઓ આપી સંસારના મીઠા લ્હાવા માણવાને પતિ પ્રતિ પ્રેરે છે. આનંદ સાગરના ઉછાળમાં આવી જઇ, પ્રેમાતુર બની ત્વરાથી પતિ મીલન કરવા પગલાં માંડે છે ત્યાં તો રસીક પતિ પ્રત્યક્ષ થાય છે. પતિ પ્રત્યક્ષ થતાંજ

સ્ત્રીઓને સ્વાભાવીક એવી નવયૌવનાને લજ્જા થાય છે. (કારણ કે **लज्जा भूषितम् योषितां)**. લજ્જા થતાંજ પગ પાછા પડે છે ને ધૃષ્ટતા માટે શરીરે બીતીને અંગે રોમાંચ થાય છે એ રોમાંચ થતાંજ રસીક વલ્લભ આગળ આવી હસીને નવયૌવનાને પોતાના ભુજ પાશમાં ભીડી લે છે. ભગવાન શીવે એવાં ભુજપાશમાં બીડેલાં શ્રી પાર્વતી તમારૂં કલ્યાણ કરો.

કેવો આબુહુબ ચિતાર ? જયદેવ કવિ. તેના ગીત ગોવિંદમાં નાન્દીનો ઉપાડ આવીજ કોઈ અવનવી રીતથી કરે છે.

(શાર્દૂલવિક્રીડિત)

અંધાર્યો ઘન રાધિકે ગગનમાં, છાયાં તમાલો વને;
રેણે બાળ બ્હીએ, સ્ફુરે પૂલક, "તું લઇ જા ગૃહે કાન્હને,"
એવાં વેણુથી નંદનાં વિચરતાં, કુંજે વને નિર્જને,
જામી જે જમુના તટે જુગલની, લીલા સ્મરૂં ધન્ય તે.

સંયોગી અને વિજોગીને વિહ્‌વળ કરનાર વર્ષાકાળરૂપી ઉદ્દીપન કારણથી, વિલાસને અનુકુળ તમાલની ઘટાનો અંધકાર, વનની નિર્જનતા આદિ સહચારી કારણથી ઉભરાતી શ્રી કૃષ્ણની રાધીકાજી પ્રત્યેની રતિ તેમના રોમાંચ રૂપી સાતવીક ભાવથી પ્રગટ થાય છે, તથાપિ પુત્રવત્સલ નંદજી તેને બાળમુકુંદના ભયનું કારણ સમજે છે, તેથી તે આસપાસ કોઇ બીજું માણસ મોકલવા જેવું ન જોઇ રાધિકાજીને જોડે જવાનું કહે છે. નંદજીની ભગવાન માટેની આ ચિંતા તેમની બાળકૃષ્ણ પ્રત્યેની રતિ પ્રકાશે છે.

શ્રી હર્ષ અને શ્રી જયદેવ કવિએ કલ્પેલા ‘ સંભોગ શૃંગાર ’ ના ભાવમાં કોના વિશેષ તાદૃશ છે તે કહેવું અત્રે દુર્લભ થઇ પડે છે. પ્રથમ કવિના ભાવ જો ઉત્તમ હોય તો દ્વિતીય કવિના તેથી ઉતરે તેમ નથી. આંગ્લ કવિજનો પણ એજ રાહે અનુસરે છેઃ—

Why dost thou shade thy lovely face?
Without thy light what light remains in me?
Thou art my life; my way, my light's in thoe;
I live, I move and by thy beams I see.

Earl of Rochester [To His Mistress.]

If I should meet, thee
After long years,
How should I greet thee?
With silence and tears.

Lord Byron.

(ગીતિ)

દૂર દેશમાં વસતાં, સાગરમાં કે બીજા દ્વિપો વિષે,
હોય વિધિ અનુકૂળ તો, સત્વર પ્રેમી દિલો કરે ભેળાં.

આ ગીતિ નાટિકાનું બીજ છે. નાટિકામાં બનવાના બનાવનું સૂચન કેવું સુંદર છે?

મદન મહોત્સવ સમયે રાજા વત્સરાજ પોતાના મિત્ર વિદૂષક વસન્તક સાથે મહેલની અટારીએથી નાગરિકોના છલકાઇ જતા યૌવનના ઉછાળા નિહાળતાં નિહાળતાં કહે છે:—

(શાર્દુલ વિક્રીડિત)

કુંવારા જળના નિરંતર ઉડે, ખાડા ભરાતા જળે,
ક્રીડાથી ઝટ થાય કાદવ ઘણો, ભીનાં ભીનાં આંગણે;
રાતૂં સિંદુર જે પ્રમત્તપ્રમદાના ભાલથી ત્યાં પડે,
રંગાતાં પગ તેથી રત્નની ભૂમિએ પાદપંક્તિ પડે.

વિદૂષક:—અરે વયસ્ય! કુશલ કામીજનોની જળની પીચકારીના સચોટ પ્રહાર થવાથી નીકળતા 'અરે રે' શબ્દ વડે મનોહર લાગતા વિલાસીની સ્ત્રીઓના વિલાસો તો જુઓ.

રાજા (જોઇને):— ઓહો, ક્રીડા તો સરસ જામી છે! કેમકે:—

(સ્રગ્ધરા)

ઢીલા થઈ વીખરાતાં અલક સજી રહ્યા પુષ્પ શોભા ત્યજે છે,
નૂપુરો મત્ત વેશ્યા પગથી ઝણઝણે બેવડા ત્યાં અવાજે;
ક્રીડામાં હાર વાગે સ્તનતણી ગતિથી હાંફતાં વારવારે,
કેડોમાંથી નમે છે કુચ વજન થકી રાગથી ના ગણે તે.

રા. શ્રીયુત રતિપતિરામ ઉદ્યમરામ પંડયા આ શ્લોકની નોંધ લેતાં લખે છે કે:—શું સુંદર ચિત્ર! પુષ્પોથી શોભતા વારંગનાઓના અંબોડા ઢીલા થઈ જવાથી પુષ્પો ખરી પડે છે; ક્રીડામાં હાલચાલ થવાથી પગના

નૂપુરો એવડા અવાજ કરી રહ્યા છે; ક્રીડાનો થાક લાગવાથી હાંફતાં સ્તનો સહિત છાતી ઉછળે છે; અને વજનદાર કુંભ જેવા સ્તનોને લીધે કેડોમાંથી વારાંગનાઓ નમી જાય છે; છતાયે કામને વશ થવાથી તેમના સ્તન ભારની તેઓ દરકાર કરતાં નથી. સરખાવો જયદેવના ગીત ગોવિંદમાં આલેખેલી શ્રી કૃષ્ણની ગોપાંગના સાથેની ક્રીડા:—

નયન નચાવે, મુખ મલકાવે, વ્હાલ શું વળગ્યા આવે,
દઈ આલિંગન લઇ લઇ ચુંબન રસ તરસ્યા તરસાવે,
રંકે કંકણના, અણવટના, ઠણકે નર્તન શૂરી,
કો નચવે નયને નટવરને, રસનાએ રવ પુરી.
લોચન લોલ મીલાવી લોભન લોચન શું ઝક ઝોરી,
રૂપ રસે ખૂડી એક રસે હરિ મુખ કો જોય ચકોરી,
કોઇક કામની કેલીની, કૌતુકી કાનન કુંજે,
હેલવી, ખેલવી, ખેલી રળે રળી, તિમિરે તરૂવર પુંજે.

અલબત આવા સંભોગ શૃંગારના રસબસ વર્ણનમાં કવિ જયદેવ કવિ હર્ષને છકકડ મારે છે, છતાંય કહેવું જોઇએ કે હર્ષ તે હર્ષજ છે. જ્યારે વસ્તુસ્થીતિ આમજ છે ત્યારે આંગ્લ કવિ Hume એ કહેલી લીટીઓ કહ્યા સિવાય ચાલે તેમ નથી કે:—

O Love! they wrong thee much
That say thy sweet is bitter,
When thy rich fruit is such
As nothing can be sweeter.
Fair house of joy and bliss,

Where truest pleasure is,
I do adore thee:
I know thee what thou art,
I serve thee with my heart
And fall before thee,

જે સમયે રાજા વત્સરાજ અને વિદૂષક વસન્તક આમ ક્રીડા નિહાળવામાં મસ્ત બન્યા હતા તે સમયે દેવી વાસવદત્તાએ કહાવ્યું કે "મ્હારે રાતાચોળ અશોક વૃક્ષના મૂળ આગળ ભગવાન્ કામદેવની પૂજા કરવાને મકરન્દ વાડીમાં જવું છે, તેથી મહારાજે ત્યાં અવશ્ય પ્રત્યક્ષ રહેવું." આમ કહેવરાવી વાસવદત્તા પોતાની સખીઓ સાથે મકરન્દ વાડીમાં આવી પહોંચી. રખે રાજા સાગરિકાને જોઇ જાય, તેવા ભયથી વાસવદત્તાએ સાગરિકાને વઢીને કાઢી મૂકી. વાસવદતાએ પોતાને કેમ કાઢી મૂકી હશે, તે ન જાણવાથી, સાગરિકા કામદેવની પૂજાનો વિધિ જાણવા ઉત્સુક બની; તેથી કામદેવની પૂજાનો લાભ લેવા તે છાને માને વાડીમાં ફૂલ વીણવા મંડી ગઈ એટલામાં રાજા અને વિદૂષક રાણી વાસવદત્તા પાસે આવી પહોંચ્યા. ફુલ વીણી રહી સાગરિકા જેવી સંતાઇને કામદેવની પૂજા નિહાળવા લાગી કે તરત ત્હેણે કામદેવની પ્રત્યક્ષ મૂર્તિરુપ રાજાને જોયો. ત્હેણે એમજ ધાર્યું કે અંહિ કામદેવ પ્રત્યક્ષ આવી પૂજા સ્વીકારતા હશે તેથી તે બોલી " હે ભગવન્ કુસુમાયુધ ! ત્હમને હું નમસ્કાર કરૂં છું. મારા દર્શનનું ફળ મને મળજો," અને તેની ઉપર ફુલ નાંખ્યાં પણ આખરે. તેનો ભ્રમ ભાગી ગયો; અને "પિતા તો મ્હારાં આમની સાથે (આ ઉદયન રાજા સાથે) લગ્ન કરવાના હતા," એ વિચારથી ભોળી બાળા પ્રેમ વશ બની, પૂજાની સમાપ્તિ થતાં સાગરિકાને ઘણીજ નાખુશીથી મહેલમાં પાછાં ચાલી જવું પડયું.



ફુલ વીણી રહી સાગરિકા જેવી સંતાઈને કામદેવની પૂજા નિહાળવા લાગી કે તરત ત્હેણે કામદેવની પ્રત્યક્ષ મૂર્તિરૂપ રાજાને જોયો

પૃષ્ટ ૧૧૮.

# અંક બીજો.

કામદેવે સાગરિકાના હૃદયમાં તનમનાટ મચાવી દીધો. તેના પ્રેમ-કમળની પાંખડીઓ અનુકૂળ મદન-વાતથી ધીરે ધીરે વિકસવા લાગી. મદનની મીઠી ગલીપચીથી તે બ્હાવરી બની. મદનનો સળવળાટ ન સ્હેવાવાથી તે અંતે કદલીકુંજમાં ગઈ અને બોલવા લાગી:— "હૃદય! શાન્ત થા, શાન્ત થા. દુર્લભ જનના વિચાર શા! તેમાં ફળ શું? માત્ર ફોગટ મહેનત શા? જેને જોવાથીજ આટલો બધો સંતાપ થાય છે, તેને ફરીથી જોવાની લાલસા રાખવી, એ તો મૂર્ખતાજ? દુષ્ટ હૃદય, જન્મથી ઉછર્યું મ્હારી સાથે; ત્યારે શું એક પળના દર્શનથી પરિચિત થયેલા અન્ય જનની પાછળ જતાં તને લાજ નથી આવતી? અરે, પણ તારો શો વાંક? અનંગના બાણથી વીંધાવાની બ્હીકે તું આવું થઈ ગયું છે કામદેવનો પ્રતાપજ એવો છે. દેવ. દાનવો હાર્યા તો મ્હારૂં સ્ત્રીનું ગજું શું? હવે તો દ્હાય નથી સહેવાતી તો પ્રિયજનની છબી ચિતરીને લાવ, મનવાળું." સાગરિકા છાને માને વત્સરાજની છબી ચિતરવા લાગી છબી ચિતરાઇ રહી, એટલામાં તેની હિતેચ્છુ સખી સુસંગતા આવી પહોંચી. રાજાની છબી જોઇ તેણે રાજાના ચિત્રની પાસેજ સાગરિકાનું ચિત્ર દોર્યું.

પ્રિયજનની છબી ચિતરીને મન વાળવાની ક્રિયા સૈકાઓથી ચાલીજ આવે છે. કાલિદાસ મેઘદૂતમાં યક્ષ પાસે તેની પ્રિયતમાની છબી શિલામાં ધાતુના રંગે ચિતરાવે છે. વિક્રમોર્વશીય નાટકમાં પણ કાલિદાસ વિદુષક મુખે પુરુરવાને ઉર્વશીની છબી ચિતરવાનો ઉપદેશ આપે છે. ભવભૂતિનાં માલતી માધવ પણ અન્યોઅન્યની છબી ચિતરી મન વાળે છે. અત્રે

છબી ચિતરીને સાગરિકા બોલે છે:—"છબી, તો ચિતરાઇ, પણ આં
વારે વારે આંસુ ઉભરાવાથી તે પુરી જોવાતી પણ નથી" આ ભ
મળતો મેઘદૂતમાંનો યક્ષનો ભાવ સરખાવો:—

રીસાયેલી પ્રણયથી તને ધાતુરંગે શિલામાં,
આલેખીને ચરણ નમવા જાઉં છું તેટલામાં,
રૂંધે દૃષ્ટિ ઘડિ ઘડિ ઘડિ આંસુડાં ઉભરાતાં,
વેઠાયે એના કઠણ વિધિથી આપણો સંગ એમાં,

સરખાવો વિક્રમોર્વશીયમાં પુરૂરવાનો ભાવ:—

છબી ચિતરવી તે એ નેહે હું દોરૂં ન દોરૂં ને,
પુરીજ કરવા નાદે આંસુજ દગે ભરાઇને.

ભવભૂતિના માધવનો ભાવ પણ એવોજ છે:—

વારે વારે મુજ નયનને રૂંધી લે અશ્રુ પૂર,
સંકલ્પોથી પ્રિયતમાતણા, સ્તબ્ધ ગાત્રો જરૂર,
સ્વેદે ભીનો, વળી બહુ બહુ આંગળી જેની ધ્રૂજે,
આલેખ્યે આ કર અટકતો, શું કરૂં હું ન સૂઝે.

અત્યારનાં નવજવાનો પ્રેમમૂર્તિઓના ફોટા માગે છે, પડાવે
ને શણગારે છે એ પહેલાંની ચિત્રકળાની રસિક રૂઢીની એક નકલરૂ
જ્યારે ફોટોગ્રાફીનું નામ નિશાનેય નહોતું ત્યારે સૈકાઓ જૂનાં ભા
વર્ષનાં સંતાનો ચિત્રકળાનાં કેટલાં પ્રવીણ હતાં, તે આ ઉપરથી સા
થાય છે જેવી રીતે Films and Talkies બોલપટની કળ

નાટયકળાને મરણતોલ ફટકો માર્યો છે, તેવીજ રીતે ફોટોગ્રાફીની કળાએ ચિત્રકળાને પણ મરણતોલ ફટકો માર્યો છે. એમાંથી પુનર્જીવન આપવું તે આપણાજ હાથની વાત છે; પરંતુ એ ભાવના આપણામા છે?

સાગરિકા સુસંગતાને પોતાની પ્રેમ–પીડાની વાત કહેતાં બોલી કે:—

(ગીતિ)

દુર્લભ જનમાં પ્રીતિ, લજ્જા મ્હોટી, પરવશ નિજ જાતે,
પ્રેમ વિષમ પણ જયારે, મરણ એજ છે શરૂં શરણ મ્હારે.

(૧) પ્રાપ્ત ન થઈ શકે એવા મહાન નરમાં પ્રીતિ. (૨) સ્ત્રી જાતિને સ્વાભાવીક મહાન લજ્જા; (૩) જાતનું પરાધીનતાપણું, (૪) દેહને બાળી નાખતો વડવાગ્નિ સમો દારૂણ વિષમ પ્રેમ એ ચારે કારણો કુળવાન કન્યામાં એક સામટાં ઉત્પન્ન થાય તો તેને શાન્તિનો મર્ણ સિવાય અન્ય માર્ગ નથી. કામની અસહ્યય વેદનાથી બળતા કુળ-વાન કન્યાઓએ કોઈપણ ઉપાય ન જડવાથી મર્ણજ માંગ્યાં છે.

જુઓ જયદેવના ગીત ગોવિંદમાં રાધિકાજીની ઉક્તિ:—

( વસંત તિલકા )

રે દક્ષિણા નીલ! અદક્ષિણ તું બને કાં?
દે દેહડી, દહીજ અગ્નિ સખા! સખા થા,
ને મુજને પણ અનંગ, અનંગ કીજે,
આ પ્રાણ પંચશર! પંચશરે હરી જે.

ભવભૂતિના માલતી–માધવમાં માલતીની દશાનું વર્ણન કરતાં તેની સખી લવંગિકા કહે છે કે:—

(માલિની)

પ્રકૃતિ થકી રૂપાળું, કાન્તિસાર પ્રમાણ,
કુમળું શરીર એનું, પીડે આ પંચબાણ,
મલય પવનનાથી આમ્રના મોર હાલે,
શિશ પર શશી ધારી આજ શો કાલ મ્હાલે.

મદનના મારથી ઘવાયલી આવી કન્યકાઓને જયદેવે કહેલી સ્થીતિને પ્રાપ્ત થાય છે:—

શોચે, ધ્યાન વિષે બૂડે, દગ બીડે, કંપે રૂંઆં પાંગરે,
સિત્કારો સૂચવે, લવે ઉઠી, ઉઠી, દોડે, પળે, ભૂતળે.

આવી અસહ્ય સ્થિતિમાં મર્ણ સિવાય બીજો કયો માર્ગ કૂળવાન કન્યા શોધે ? સાગરિકા પણ તેજ માર્ગ શોધે છે; તેની સખા સુસંગતા તેને ધીરજ દે છે. એટલામાં એક મસ્તાની વાંદરો પાંજરામાંથી છૂટીને નાઠો; અને બન્ને સખીઓ ઘણી ગભરાઇ ગઇ. આ ધમાધમીમાં સાગરિકાની માનીતી સારિકા પાંજરામાંથી ઉડી ગઇ; અને તેની શોધમાં જવાની ઉતાવળની ચિત્રામણ અજાણથી ત્યાંનું ત્યાંજ રહેવા દઇને, બન્ને જણીઓ ઉતાવળથી કદલીકુંજમાંથી ચાલી ગઇ.

ઋતુકાળે પ્રાપ્ત થયેલાં પુષ્પોવાળી નવમાલિકાને જોવાને તેજ સ્થળે રાજા અને વસન્તક (વિદૂષક) બન્નો આવી પહોંચ્યા. સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચિત સાંભળી જવાથી સારિકા એનાએજ શબ્દો બોલતી હતી. આ બધું રાજાએ અને તેના મિત્ર વસંતકે સાંભળ્યું. સારિકા જે કુમારીકાની પ્રેમ-પીડાનું વર્ણન કરતી હતી, તે કુમારિકા

કોણ હશે, તે જાણવાની તીવ્ર જિજ્ઞાસા થવાથી તેઓ બન્ને કદલીકુંજમાં આમતેમ ફરવા લાગ્યા; એટલામાંજ વસંતકની દૃષ્ટિ ચિત્રપટ ઉપર પડી; અને તેમાં રાજા અને તેની પાસે એક કુમારિકા દીઠી. તે કુમારિકાનું સૌંદર્ય જોઈ રાજા તો છક્કજ થઇ ગયો, અને તે કુમારિકાના સૌંદર્યનાં વખાણ કરવા લાગ્યો:—

(ગીતિ)

કમળ પત્ર વિલાસે કંપાવે તે અધિક ગણે અમને,
કોણ હશે પ્રમદાએ, રાજહંસી સમ છબી હરે મનને.

અહાહા! શું એનું સ્વરૂપ?

(શાર્દૂલવિક્રીડિત)

દૃષ્ટિ બહૂ શ્રમથી ઉરૂથી ખસીને નિતંબ વિષે ઠરી,
મધ્યે ત્રિવલીનાં તરંગ દિસતાં ત્યાં તો મુંઝાઇ ગઈ;
તર્ષી થઈ પછી ત્યાંથી સ્હેજ વધતાં ઉંચાં સ્તનોએ પડે,
વારંવાર જુએ કુતૂહલથી તે આંસુ ભર્યાં લોચને.

અને વળી

(અનુષ્ટુપ)

પૂર્ણ ચન્દ્ર સમી શોભા મુખમાં વિધિ નિર્માંને
થાતા દુ:ખી હશે પદ્મો બીડાતાં નિજ સ્થાનનાં.

વિદૂષક:—વયસ્ય, આતો નવાઇ. શું આવું રૂપ આપણા લોકમાં છે ખરૂં? મને તો લાગે છે કે, બ્રહ્મા આ રૂપને ધડયા પછી બહુ નવાઈ પામ્યા હશે!

રાજાઃ— વયસ્ય, મને પણ એમજ લાગે છે.

(શિખરિણી)

વિકાસ્યાં નેત્રોથી નિજ કમળ કાન્તિ ફીકી થતી,
મુખો ચારે બોલ્યાં ' કૃતિ અજબ કાંઇ ખીલી રહી.'
વિધિએ ધૂણાવ્યાં શિર નકી અતિ વિસ્મય થતાં,
ઘડાઈ આ જ્યારે ત્રણ જગતનૂં નૂર લલના.

સરખાવો કાલિદાસે પુરૂરવા પાસે કરાવેલું ઉર્વશીનું વર્ણનઃ— અહા ! મહર્ષિ નારાયણને છળવા આવેલી સહુ અપ્સરાઓ તેમણે ઉરૂમાંથી ઉપજાવેલી આ સુંદરીને જોઇ લજવાઇ ગઇ કહે છે તે બરાબર છે. અથવા મારૂં મન તો એમ કહે છે કેઃ—એ તપસ્વીની સૃષ્ટિજ ન હોય

(શાર્દુલ વિક્રીડિત)

આનો સર્જનહાર તો, લહું હશે રૂપે રૂડો ચંદ્રમા,
કે કુસો કુલવંત માસ રસિયો શૃંગારનો કામ વા,
શી રીતે સરજી શકે વિષયના વૈરી અને વેદના
વ્યાસંગે જડ એ પુરાણ મુનિ આ શ્યામા મહામોહના.

અથવા સરખાવો બાણભટે ચંદ્રાપીડ મુખે કરાવેલું કાદમ્બરી સ્વરૂપનું આશ્ચર્યઃ—આવી કાદમ્બરીરુપી ચન્દ્રલેખાની શોભા જોતાંજ ચંદ્રાપીડનું હૃદય સમુદ્ર જલની પેઠે ઉછળવા લાગ્યું, અને એને વિચાર થયો કે બ્રહ્માએ મ્હારી બીજી ઇન્દ્રિયો પણ કેમ લોચનમય ન કરી ? અહો ! પ્રજાપતિએ સર્વ રમણીયતાનો આ એકજ ભંડાર કેવો વિચિત્ર ઉત્પન્ન કર્યો છે ?

વળી સરખાવો બીલ્હણે કરેલું શશીકલા સ્વરુપ વર્ણનઃ—

અદ્યાપિ છે હૃદય શંકિત શું ઉમાએ
લક્ષ્મી, શચી અવતરી શું સુરેશ શાપે ?
કિંવા બધા જગતના પરીમોહનાર્થે
નારી રૂપે ઘડી હશે વિધિએ ઉપાને ?

આવાં અનુપમ વર્ણન આગળ આંગ્લ કવિઓનાં વર્ણન કેવાં ભાગે છેઃ-સરખાવો Wordsworth ના The Lost Love કાવ્યની નીચેની લીટીઓઃ—

She dwelt among the untrodden ways,
Besides the springs of Dove.
A violet by a mossy stone
Half-hidden from the eye.
Fair as a star, when only one
Is shining in the sky.

વળી સરખાવો Walter Savage Landor નું કરેલું Rose Aylmer નું વર્ણન :—

Ah, what avails the sceptred race !
Ah, what the form divine !
What every virtue, every grace !
Rose Aylmer all were thine.

વત્સરાજ સાગરિકાના સૌન્દર્યનાં વખાણુ કરતો હતો એટલામાં સાગરિકા અને સુસંગતા કુંજમાં આવી પહોંચ્યાં. રાજા અને તેના મિત્ર વચ્ચે થતો વાર્તાલાપ તેઓ સાંભળી ગયાં.

સુસંગતાઃ—સખિ ! ત્હારૂં ભાગ્ય તો મોટું છે તારા હ્રદય વલ્લભ તારૂંજ વર્ણન કરતા ઊભા છે. સખિ ! જેમને માટે તું અહીં આવી છું, તે તો તારી પાસેજ ઊભા છે માટે તેમને જઇને મળ.

સાગરિકાઃ—કોને માટે આંહી આવી છું જે સુસંગતા ? (ઠપકો દે છે.)

સુસંગતાઃ—અરેરે ગાંડી, પેલા ચિત્ર માટે. થોભ, હું એ ચિત્ર ઉપાડી લાવું છું. (કદલી ગૃહમાં પ્રવેશી વત્સરાજને ઉદ્દેશી) મહારાજ, પેલી મારી પ્રિય સખી સાગરિકા ' મારૂં ચિત્ર કેમ કાઢ્યું ? એમ કહેતી ઉભી છે, ત્હેને જરા પ્રસન્ન કરો.

રાજાઃ—(એકદમ ઉભા થઇ) દેખાડ, દેખાડ, ક્યાં છે એ ?.

(બધાંયે કદલી ગૃહમાંથી બ્હાર આવે છે.)

સાગરિકાઃ—(રાજાને ઉત્કંઠાથી જોઇને, ધ્રૂજતી મનમાં)—અરેરે, આમને જોઇને મારાથી તો ડગલું એ ભરાતું નથી. હવે હું શું કરીશ ?

સુસંગતાઃ—મહારાજ, એને ઝાઝી રીસ ચઢી છે, તેથી એનો હાથ ઝાલી એને રાજી કરો.

રાજા આનંદથી સાગરિકાનો હાથ ઝાલે છે અને તેના હસ્ત સ્પર્શનું સુખ અનુભવતો કહે છેઃ—

[અનુષ્ટુપ]

રમા એ છે, કરો જાણે અંકુરો પારિજાતનાં,<br>
પ્રસેવાના રૂપે ક્યાંથી નહિતો સ્રવતી સુધા ?

તેઓ બન્ને ભેટવા જતાં હતાં એટલામાં વસન્તક બોલી ઉઠયો:—ઓહો આતો જાણે બીજાં વાસવદત્તા ? વસન્તકની મૂર્ખ ટીકાથી સાગરિકા ન્હાસી ગઇ; અને રાજા તદ્દન નિરાશ થઇ ગયો. વાસવદત્તા અને ત્હેની સખિ કાંચનમાલા નવમાલિકાને જોવાને તેજ કદલી ગૃહમાં આવી પહોંચ્યાં પરંતુ ચિત્રપટ ઓચિંતું વાસવદત્તાની નજરે પડયું, તેથી માથું દુ:ખવાનું બ્હાનું કાઢી, તે ત્યાંથી જતી રહી. રાજાએ વિનવણી કરી ત્હેને પાછી બોલાવવાનો પ્રયત્ન કર્યો પણ તે બધો ફોગટ ગયો. વાસવદત્તાના ચાલ્યા ગયા પછી રાજા વસન્તકને કહે છે:— વસન્તક, જતી વખતે વિનયથી ઢંકાયલો દેવીનો કોપ તેં ન જોયો ? કારણ કે દેવીએ તો–

(શાર્દૂલવિક્રીડિત)

જો કે વક્ર ભવાં કીધાં, વદનને ધાર્યું નીચે નમ્ર થૈ,
મર્માળુ કરી હાસ્ય, વાણી તદપિ નિષ્ઠુર ના તે જરી;
આંખો ગઇ છલકાઇ અશ્રુથી, નહિ ત્હોયે ઉઘાડી જરી,
દર્શાવ્યો નિજ કોપ વિનય છતાં, ના એમ મૂકયો જરી.

માટે ચાલો દેવીનો કોપ શમાવવા અંત:પુરમાં જઇએ. (જાય છે )

આ શ્લોક ઉપર રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા નીચે પ્રમાણે નોંધ કરે છે.

દેવી વાસવદત્તાની સુપાત્રતા આંહિ કવિએ ખુબી બંધ આલેખી છે. પોતાના પતિને પરસ્ત્રીમાં અનુરક્ત જોઈ સ્ત્રીને શૂં નૂં શૂં થઇ જાય; આવો સ્ત્રી સ્વભાવ હોવા છતાં દેવી વાસવદત્તા વિનયથી ત્યાંથી ચાલ્યાં જાય છે- જાણે કંઈ સ્હમજ્યાંજ ન હોય, તેમ કેવળ માથાના દુ:ખનૂં

બહાનું કાઢી તે જાય છે. વિદૂષક તો દેવીના આવા વર્તનથી ખરેખર સાચુંજ માની છેતરાય છે. પણ ચતુર રાજા દેવીનો ગૂઢ કોપ કળી જાય છે.

## અંક ત્રીજો.

રાજા અને સાગરિકાનો ફરી મેળ કરાવવાને વસન્તકે બીજી યુક્તિ રચી. સાગરિકાએ વાસવદત્તાનો, અને સુસંગતાએ કાંચનમાલાનો વેશ સજી, સંધ્યાકાળના આછા પ્રકાશમાં માધવીકુંજ પાસે તેઓ મળે, એવી ગોઠવણ વસન્તકે કરી: પણ આ ગોઠવણની ખબર કાંચનમાલાને પડી ગઇ, અને તેજ સમયે અને તેજ સ્થળે રાણી વાસવદત્તા સાથે જવાનો તેણે નિશ્ચય કર્યો:— કરેલા મેળ પ્રમાણે રાજા વર્તવા તૈયાર છે અને નિશ્વાસ નાંખીને બોલે છે:—

(શાર્દૂલવિક્રીડિત)

કામાગ્નિ થકી ઉદ્ભવ્યો હૃદય ! એ સંતાપ રહે તૂં હવે,<br>
શાન્તિનો ન હવે ઉપાય દિસતો, તૂં શીદ દુ:ખે બળે,<br>
શાળો ચંદનથી ભીનો કર મળ્યો ત્હેનો પરાણે મ્હને,<br>
તોયે મૂઢ થઇ ધર્યો ન તુજ શું, બહુ કાળ રાખ્યો છતે

ભવભૂતિનો માધવ પણ માલતી માટે આથીયે વિશેષ કામાગ્નિથી બળતો બોલે છે:—

(શાર્દૂલવિક્રીડિત)

ધિક્કારૂં જીવવા રૂપી દુ:ખ બધું જો એકલો હૂં જીવું,<br>
ધિક્કારૂં અનુભાવથી જે નિરખું જે કાન્તિ ખુશાથી નતું,

જે દિને નહિ સંગ હોય પ્રિય તું જાણું ગળ્યો દિન તે,
દેખું જે મૃગ તૃષ્ણિકા મુદ તણી માનું નકામીજ તે.

કામદેવને સંબોધતો રાજા વત્સરાજ કહે છે કેઃ—અરેરે કુસુમાયુધ !

(શાર્દૂલવિક્રીડિત)

બાણો પાંચજ નિર્મિયાં મદનનાં તે સૌ જનો જાણતા,
હોયે એથી અનેક કો મુજ સમા વિંધાઇ લોકો જતા,
ત્હારામાં વિપરીતતા થઈ હવે લાખો ધરી બાણને,
નિરાધાર થયેલ કામી જન આ તેથી વિંધાઇ મરે.

ભવભૂતિનો માધવ તો માલતી માટે ગાંડોજ થઈ જતો લવે છેઃ—

(શિખરિણી)

જતો જાણે આત્મા, સુતનું મન જાણે જતુ ફુટી,
ગળે અંગો જાણે, જતું સમીપ અંધારૂં પ્રસરી,
ત્વરા આ વેલાએ કરવી, નહિં હાંસી પ્રિયતમા!
મળી ચક્ષુ ટાઢાં કર, તું નહિ થા નિર્દય જરા.

ચૌદમી સદીનો આંગ્લ કવિ Geoffrey Chancer પણ તેની પ્રિય-તમા માટે આવાજ સુર કાઢે છેઃ—

Upon my trouthe I say you faithfully,
That you ben of my lyf and deeth the quene;
For with my deete the trouthe shall be sene.

Sir Thomas Wyatt પણ તેના Appeal કાવ્યમાં આને અનુસરતા સુર કાઢે છે કે:—

And wilt thou leave me thus,
That hath given thee my heart
Never for to depart
Neither for pain nor smart
And wilt thou leave me thus?
Say nay! say noy!

વત્સરાજ સાગરિકા માટે વિચાર કરતો કહે છે કે:—ગરીબ બિચારી સાગરિકાની મને બહુ ચિન્તા તો એથી થાય છે કે રખને એ કોપ છૂપાવતી દેવીના હાથમાં આવી પડે. કારણ કે:-

( શિખરિણી )

'રખે કો જાણે' બ્હીકથી સખીઓમાં નીચૂં જુએ,
કરે જ્યાં બે વાતો, ' મુજ તણી કરે ' એમજ લહે;
સખીનાં હાસ્યોમાં શરમ બહૂ ધારે મન વિષે,
પ્રિયા થઇ વ્યાકુળી ભય બહુ દિલે એમજ ધરે.

ઓહો, આતો મને હમણાંજ સમજાયું કે પોતાની સ્ત્રીના સમાગમનો અનાદર કરી નવીન નાયિકા તરફ કામીજનનો ખરે અપૂર્વ પક્ષપાત હોય છે. કેમકે.

(હરિણી)

પ્રીતથી રમણી ભીરૂં થાતાં ન સીધૂં જુએ જરી,
રસથી અતિશે કંઠે બાઝી સ્તનો ન દબાવતી;

પ્રીતમ પકડે ત્યારે વાતો જવાની કરે ઘણી,
રમતી રમણી ત્હોયે સંકેત સ્થાન વિષે અતિ.

આ શ્લોક ઉપર રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા નોંધ લખે છે કેઃ—નાયક અને નાયિકાનો પ્રથમ સંગમ ખરે આમ અર્ધ લજ્જા ઉપજાવી રસક્ષતિને બદલે રસવૃદ્ધિ કરે, એમાં નવાઇ નથી.

સ્વ. દોલતરામ કૃપારામ પંડયાએ ઇંદ્રજિત મહા કાવ્યમાં આવોજ ભાવ કલ્પ્યો છે. સ્હેજ સરખામણીથી ભાવ સ્પષ્ટ થશે.

અંગ સ્પર્શ કરથી નિવારતી, મર્મ વાયક કટાક્ષ મારતી,
નમ્ર નાથ સહ નિઃસ્પૃહા ધરે. તોય સ્નેહ દૃઢ નાથનો કરે;
ઇષ્ટનો અણગમો બતાવતી, પ્રેમ હોય પણ રીસ ધારતી,
કાન્ત 'હા' ઉપર 'ના' ભણે સદા..................

વળી આજ શ્લોકના ભાવ સાથે અમરુ શતકનો શ્લોક સરખાવોઃ-

નીચાં ઢાળે નેનો પિયુ પકડતાં પાલવ જરી,
સરી સંકોરી લે તન નિજ ભીડંતાં ભુજ ભરી;
છળે છેડંતાં એ છબીલ મલપંતી સખી ભણી,
વિલોકે કિશોરી સીડઇ હિજરાતી શરમીલી.

રા કેશવલાલ હ. ધ્રુવનું ભાષાન્તર.

ઠરાવેલા સમયે રાણી વાસવદત્તા અને કાઞ્ચનમાલા માધવીકુંજમાં આવી પહોંચ્યાં. રાજા વિદુષકની કરેલી ગોઠવણથી ભૂલાવામાં પડયો, અને રાણી વાસવદત્તાનેજ સાગરિકા ધારી એની સાથે એ પ્રમાણે વાત

કરવા લાગ્યો. એટલામાં ચન્દ્ર ઉગતાની સાથે અંધકાર દૂર થયો, અને રાજાને પોતાની ભૂલ જણાઈ આવી અને તે ગૂંચવાયો. રાજાના કાલા-વાલાને નહિ ગણકારી રાણી ઉંડા કોપ ભરી અંતઃપુરમાં વિદાય થઈ ગઇ, એટલામાં રાણી વાસવદત્તાના વેશમાં સાગરિકા ત્યાં આવી પહોંચી; પરંતુ રાજા તરફથી અવધીરણાની બ્હીકે તેણે ફાંસો ખાવાનો નિશ્ચય કર્યો:—જ્યારે રાજાએ આ જોયું, ત્યારે કોપથી દેવી વાસવદત્તાજ આમ કરતી હશે. એમ ધારી તેને બચાવવાને ધાયો. પણ અંતે તેને જણાવ્યું કે તે સાગરિકા હતી, તેથી તે ઘણો ખુશી થયો અને તેને રીઝવવા લાગ્યો:-

(માલિની)

બસ બસ રહેવા દે, સાહસો આ હવે તૂં,<br>
તુરત અલિ ત્યજી દે આ લતા પાશને તૂં<br>
નિકળી જીવ જતો આ રોકને પ્રાણ પ્યારી<br>
ક્ષણ ધર મુજ કંઠે તાહરો બાહુ પાશ.

રાજા એવું બોલી સાગરિકાનો હાથ પોતાના ગળામાં નાંખી વિદુ-ષકને કહે છે વયસ્ય આતો વાદળાં વિનાની વૃષ્ટિ ! ! તેજ સમયે રાજાને મનાવવા વાસવદત્તાએ પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાંજ વાસવદત્તાએ રાજાને સાગરિકા સાથે ભેટતાં જોયો. આ બનાવ જોતાંજ તેનો મિજાજ ગયો. તેણે વિદૂષકને દોરડાથી બંધાવ્યો અને સાગરિકાને નજર કેદ રાખવાનો વિચાર કરી પોતાની સાથે લઇ ગઇ. આ બનાવથી રાજા છોભીલો પડી ગયો.

## અંક ચોથો.

સાગરિકાને ઉજ્જન મોકલાવી દીધી છે, એવી અફવા રાણીએ ઉરાડી. સાગરિકાએ પોતાનો મોતીનો હાર સુસંગતાને આપ્યો હતો, તે

હાર સુસંગતાએ હમણુાંજ છૂટેલા વિદૂષકને આપ્યો. વિદૂષક તે હાર લઇ રાજા વત્સરાજ પાસે ગયો સાગરિકાના ચિંતનમાં રાજા ઘણોજ નિરાશ અને દિલગીર થઈ જઇ બોલતો હતો કે:— હવે તો સાગરિકાની ચિંતાનું મને દુઃખ છે કેમકે:—

(વસંત તિલકા)

છે પદ્મગર્ભ સમ એ સુકુમાર કાયા,
પ્રીતિ ધરી વળગી કંઠ વિષેજ મ્હારા;
ત્યાં તો પડ્યાં મદન બાણથી છિદ્ર જેમાં,
લાગે મ્હને, હૃદયમાં સરતી પ્રિયા ત્યાં.

સરખાવો બિલ્હણની શશિકલા પ્રત્યેની ઉકિત:—

અદ્યાપિ તે કનક ચંપક જેવી ગોરી,
ખીલ્યા સરોજ સુમુખી તનરોમ દૈવી;
ઉંઘી ઉઠી મદ ભરી જરી આળસેલી
વિદ્યા પ્રમાદ નિગળેલ શી ચિન્તુ વહાલી.

વળી સરખાવો Arnold ની યુકિત:—

I am to die! yet I remember dying,
My soul's delight—my sweet unequalled love,
Like a fresh Chapak's golden blosson lying
Her smile its opening leaves; and bright above
Over her sleepful bow those lustrous tresses
Dark winding down, fangled with Love's carasses

એટલામાં કોશલ દેશના રાજા ઉપર વત્સરાજના સેનાપતિ રૂમણ્વાને જીત મેળવ્યાના સમાચાર તેને મળ્યા. રાણી વાસવદત્તાના પિયેર ઉજ્જૈનથી એક ઐન્દ્રજાલિકને લાવવામાં આવ્યો હતો. તેને અંગે રાણી તેના ઉપર પ્રસન્ન હતી. રાણી વાસવદત્તાને રાજાએ પ્રસન્ન કર્યાં હતાં તેથી અને પોતાના પિએરના જાદુગરનો ખેલ બતાવવા રાણી અધીરી હતી તેથી રાણીએ એ ઐન્દ્રજાલિકને રાજા પાસે મોકલ્યો અને પોતે તેની પાછળ આવી. એ જાદુગરના ખેલ રાજા અને રાણી જોતાં હતાં એવામાં વત્સરાજનો કંચુકી બાભ્રવ્ય અને સિંહલ દેશના રાજા વિક્રમબાહુનો અમાત્ય વસુભૂતિ પણ ત્યાં આવી પહોચ્યા. વસુભૂતિએ વહાણ ભાંગી ગયાની, અને રત્નાવલી ડૂબી ગયાની ખબર રાજાને કરી. દેવી રત્નાવલીના મરણથી ઘણીજ દીલગીર થઇ ગઇ કારણ કે તે તેની (મામાની દિકરી) બ્હેન થતી હતી આ વાત ચાલે છે એટલામાં મહેલમાં એકાએક આગ લાગી. દેવી વાસવદત્તાને અપાર શોક થવાથી તે બોલી ઊઠી, કે 'સાગરિકા અંદર છે, માટે તેને કોઇ બચાવો.' આ સાંભળતાંજ રાજા બળતી આગમાં દોડ્યો. વિદૂષક એને રોકવા ગયો પણ તે રોકાયો નહિ અને જતાં જતાં કહેતો ગયો "અરે મૂર્ખ સાગરિકા બળી રહી છે. શું હજીયે જીવ રહ્યો છે?

સરખાવો ભવભૂતિના ઉત્તર–રામ-ચરિતમાં રામની સીતા માટેની વિરહ વ્યથા:—

> દેવી શૂન્ય થયું વિશ્વ, વર્ષ બાર ગયાં વહી,
> નામે ડૂબ્યું સીતા કેરૂં, તોયે રામ મૂવો નહીં.

રાજાની પાછળ વાસવદત્તા, બાભ્રવ્ય અને વસુભુતિ પણ દોડયા. જેવો રાજાએ સાગરિકાનો હાથ ઝાલ્યો, કે તરતજ આગ હોલવાઇ ગઈ.

આ બધું યૌગન્ધરાયણે મોકલેલા ઐન્દ્રજાલિકના પ્રયોગથીજ થયું. વસુ. ભુતિએ સાગરિકાને ઓળખી અને સાગરિકા એજ રત્નાવલિ છે, એવું બધાને જણાવ્યું. દેવી વાસવદત્તાએ સાગરિકા તરફ જે વર્તન ચલાવ્યું હતું, તેને માટે તે ઘણીજ દિલગીર થઈ. એટલામાં યૌગન્ધરાયણ પણ ત્યાં આવી પહોંચ્યો. આ બધું કેમ બનવા પામ્યું, તે તેણે સવિસ્તર કહી સંભળાવ્યું. રાજા અને રત્નાવલી બંને દેવી વાસવદત્તાની ઇચ્છાથી લગ્ન-ગ્રંથીથી જોડાયાં.

## લેખ લખવામાં અન્ય ગ્રન્થોનો ઉપયોગ.

આ લેખની રચનામાં નીચેના ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે.

(૧) શ્રી હર્ષદેવ વિરચિત રત્નાવલી નાટિકા-ભાષાન્તર કર્તા રતિપતિરામ ઉદ્યમરામ પંડયા બી એ.
(૨) જયદેવકૃત ગીત ગોવિંદ— કેશવ હર્ષદ ધ્રુવ.
(૩) બાણભટ્ટ કાદમ્બરી— છગનલાલ હરિલાલ પંડયા.
(૫) ભવભૂતિકૃત ઉત્તરરામ ચરિત— મણીભાઇ નભુભાઈ.
(૫) કાલિદાસકૃત વિક્રમોર્વશીય નાટકઃ- કેશવ હર્ષદ ધ્રુવ.
(૬) કાલિદાસ કૃત મેઘદૂત— કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ
(૬) બિલ્હણ કૃત શશિકલા— નાગરદાસ ઈ. પટેલ.
(૮) Poems of Lord Byron.
(૯) The Oxford Book of English Verse.



# શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઈસ્કુલ નો

# પૂર્વ ઇતિહાસ.

અહેમદાવાદ મ્યુનીસીપાલીટીના વહીવટ નીચે આ શાળાની સ્થાપના સને ૧૮૯૦ માં કરવામાં આવી હતી. ધી એન્ગ્લો વર્નાક્યુલર સ્કુલના નામે શાળાની શરૂઆત પહેલાં ત્રણ ધોરણોથી કરવામાં આવી હતી. સને ૧૯૧૧-૧૨ માં શાળામાં ચોથું ધોરણ ઉમેરવામાં આવ્યું. સને ૧૯૨૧ માં શાળામાં પાંચમું ધોરણ ઉમેરવામાં આવ્યું. આ સ્થીતિ સને ૧૯૩૪ સુધી રહી.

આ અરસામાં ગામના સંભાવીત અને પ્રતિષ્ઠિત સદ્દગૃહસ્થોના મનમાં આ શાળાને હાઇસ્કુલમાં ફેરવી નાખવાનો વિચાર થયો તે માટે એક સારી જેવી રકમનું ફંડ ઉઘરાવવામાં આવ્યું અને તેની વ્યવસ્થા કરવા શ્રીમાન જમનાદાસ લલ્લુભાઇના પ્રમુખપણા નીચે એક હાઇસ્કુલ ફંડ કમીટીની નીમણુંક કરવામાં આવી આ કમીટી ધી મહેમદાવાદ હાઇસ્કૂલ ફંડ કમીટીના નામે ઓળખાય છે. અને મ્યુનીસીપાલીટીથી ન પહોંચી વળાય તેવી હાઇસ્કુલની જરુરીઆત પોતાના ફંડમાંથી પૂરી કરે છે.

મહેમદાવાદ મ્યુનીસીપાલીટીએ સને ૧૯૩૫ માં છઠ્ઠા અને સાતમા ધોરણનો આ શાળામાં ઉમેરો કર્યો અને ત્યારથી આ શાળા ધી મ્યુનીસીપલ હાઇસ્કુલ મહેમદાવાદના નામે ઓળખાવા લાગી.

શાળાની વધતી જતી પ્રગતિને અંગે મ્યુનીસીપાલીટીનું મકાન બહુ નાનું પડવા લાગ્યું અને તેથી કોઇ ઉદાર દાનેશ્વરી તરફથી શાળાને એક સ્વતંત્ર મકાન બાંધી આપવામાં આવે તો શાળાના મકાનની ત્રૂટી પૂરી



સ્વર્ગસ્થ શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા

— — મુંબાઈ. — —

થાય એવો વિચાર સને ૧૯૩૬ ની સાલના મહેમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખશ્રી વાડીલાલ મગનલાલ પરી. ના મનમાં ઉદ્‌ભવ્યો આ પારમાર્થિક હેતુથી પ્રેરાઇ તેમણે મુંબાઇના શ્રી નારણદાસ મનોરદાસ સોનાવાલાની પેઢીના મેવાડા જ્ઞાતિના ધુરંધર શેઠશ્રી ગોરધનદાસ પુરૂષોત્તમદાસ સોનાવાલાને વિનંતી કરી **परोपकाराय सतां विभूतयः** । ના સિદ્ધાન્તને માનનાર શેઠશ્રી ગોરધનદાસે તેમની વિનંતીનો સ્વીકાર કર્યો.

શેઠશ્રી તરફથી જમીનની પસંદગી ખરીદી અને હાઇસ્કુલના મકાનની બાંધણી વિગેરેનું કામ અત્રેના શ્રી બાપાલાલ મગનલાલ પરીઃ ને સુપરત કરવામાં આવ્યું. જમીન ખરદાઇ અને મકાનનું ખાતમુહૂર્ત શેઠશ્રી તરફથી સને ૧૯૩૮ ની સાલના મહેમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખશ્રી ગટોરભાઈ મોહનલાલ પંડયાના હાથે કરવામાં આવ્યું શેઠશ્રી તરફથી રૂપીઆ પચાસ હજારની ઉદાર સખાવતથી એક આલીશાન અને ભવ્ય મકાન તેમના કાકાના દીકરા શેઠશ્રી જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલાના પુનીત સ્મરણાર્થે બાંધવામાં આવ્યું. શ્રી બાપાલાલ મગનલાલની સંમતિથી અને સહકારથી સને ૧૯૪૦–૪૧ ના મહેમદાવાદ મ્યુનીસીપાલીટીના પ્રમુખશ્રી રમણલાલ મોતીલાલ ગાંધી અને ઉપ–પ્રમુખશ્રી જડીલાલ બાપાલાલ પંડયાએ આ આલીશાન અને ભવ્ય મકાન હાઇસ્કુલ નિમિત્તે મ્યુનીસીપાલીટીને સુપરત કરવાની શેઠશ્રી ગોરધનદાસને વિનંતી કરી શેઠશ્રીએ તેમની વિનંતીનો સ્વીકાર કરી સને ૧૯૯૭ ના માગસર સુદ સાતમને શુક્રવાર તા. ૭-૧૨-૪૦ને રોજ શેઠશ્રીના ચિરંજીવી શ્રી હરિદાસ મારફતે આ આલીશાન અને ભવ્ય મકાન મહેમદાવાદ મ્યુનીસીપાલીટીને સુપરત કર્યું, અને તેની ઉદ્‌ઘાટન ક્રિયા પણ તેજ દિવસે મહાન વેદાર્થતત્વ ચિંતક પૂજ્યશ્રી માધવાનંદજી મહારાજ મારફતે કરવામાં આવી. એજ આલીશાન અને ભવ્ય મકાનમાં અત્યારે હાઇસ્કુલ બેસે છે.

ટૂંક મુદતમાં ધી મ્યુનીસીપલ હાઇસ્કુલ મહેમદાવાદના બદલે આ હાઇસ્કુલ શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઇસ્કુલના નામે ઓળખવામાં આવશે શેઠશ્રી ગોરધનદાસ અને મહેમદાવાદ મ્યુનીસીપાલીટી વચ્ચે આ બાબત ટ્રસ્ટ ડીડ કરવામાં આવ્યું છે મ્યુનીસીપાલીટીએ આ ટ્રસ્ટ ડીડ મંજૂર કર્યું છે અને તે ઉત્તર વિભાગના મહેરબાન કમિશ્નર સાહેબ પાસે મંજુરી માટે મોકલી આપ્યું છે. તે મંજુર થયે હાઈસ્કુલની વ્યવસ્થા નીચે જણાવેલા સભ્યોની એક સ્વતંત્ર કમીટીદ્વારા કરવામાં આવશે. આ કમીટીમાં મહેરબાન કલેકટર સાહેબ ખેડા જીલ્લા (ચેરમેન) તરીકે કામ કરશે ત્રણ સભ્યો મ્યુનીસીપાલીટી તરફથી ચુંટી મોકલવામાં આવશે. બે સભ્યો શેઠશ્રી તરફથી પસંદ કરવામાં આવશે અને એક સભ્ય મહેમદાવાદ હાઈસ્કુલ ફંડ કમીટી તરફથી ચુંટી મોકલવામાં આવશે આ પ્રમાણે આ સાત સભ્યોની કમીટીની દેખરેખ નીચે હાઇસ્કુલનું કામકાજ ચાલશે. આ પ્રમાણે હાઇસ્કુલના મકાનની મોટી તૂટી ઉદારતમા દાનેશ્વરી શેઠશ્રી ગોરધનદાસ પુરૂષોતમદાસ સોનાવાલા તરફથી પુરી કરવામાં આવી.

Sonawala High School, Mehmadabad

M. B. Patel.
B A. B. T.
Head-Master.

# શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઈસ્કુલ ની

## ગ્રન્થાવલિની યોજના.

હાઈસ્કુલની આંતરિક વ્યવસ્થાના અંગોમાંનું વિદ્યાર્થી પુસ્તકાલય પણ એક અંગ છે આ પુસ્તકાલયની સ્થાપના ધી એન્ગ્લો વર્નાકયુલર સ્કુલના માનનીય માજી હેડમાસ્તર શ્રી વિરંચીલાલ ગોપાળદાસ મજમુદારે કરેલી. ભણી ગયેલા વિદ્યાર્થીઓનાં જૂનાં પુસ્તકો લઇને, તેનો સંગ્રહ કરીને તેઓશ્રીએ આ પુસ્તકાલયની શરૂઆત કરેલી. ફાટયાં તૂટયાં પુસ્તકો ફરીથી બંધાવવાને અને કંઈક રકમ બચત રહે તો તેમાંથી નવાં પુસ્તકો ખરીદવાને દર વિદ્યાર્થી પાસેથી માસીક અડધો આનો ફી લેવાની રાખેલી. આ પ્રમાણે આ પુસ્તકાલયની વ્યવસ્થા લગભગ ત્રીસેક વર્ષ ચાલી.

સને ૧૯૩૨ માં આ રૂઢી ઉપરાંત ગામના સંભાવીત નાગરિકો પાસેથી જૂનાં-નવાં પુસ્તકો ઉઘરાવી, સંગ્રહનો વધારો કરવામાં આવ્યો એકાદ બે વખત શાળાના વિદ્યાર્થીઓએ સંવાદો ભજવી લગભગ રૂપીઆ ત્રણસોનું ફંડ એકઠું કર્યું. આ ફંડમાંથી મહાપુરુષોનાં જીવન -ચરિત્રો, નવલ કથાઓ, કાવ્યો વિગેરે જાતનાં પુસ્તકો ખરીદ કરવામાં આવ્યાં હાઇસ્કુલની આંતરિક વ્યવસ્થાનાં અંગો જેવાં કે પુસ્તકાલય ફંડ, શાહી ફંડ, રમતગમતનું ફંડ, પાણી ફંડ વિગેરે માટે દર વિદ્યાર્થી દીઠ માસીક ચાર આના લેવામાં આવે છે. સને ૧૯૩૯માં આ તમામ ફંડોની બચત રકમ લગભગ રૂપીઆ સવા બસોની આધુનીક જમાનાનાં પુસ્તકો ખરીદ કરવા ખાતે વાપરવામાં આવી, અને શાળાના પુસ્તકાલયમાં વધારો કરવામાં આવ્યો. છતાંય જીવનનાં સર્વ અંગે પુસ્તકોની ત્રૂટી રહી.

આ તૂટી પૂરી કરવાને માટે અને જીવન વિકાસનાં તમામ જાતનાં પુસ્તકો ખરીદવા માટે અને કાયમને માટે પુસ્તકોનો વધારો આપ મેળે થયેજ જાય તે માટે શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઇસ્કુલ ગ્રંથાવલિની યોજના નક્કી કરવામાં આવી છે આ યોજના પ્રમાણે સાહિત્યમાં વધારો કરે તેવું અને જીવન વિકાસમાં મદદ કરે તેવું ફક્ત સવા રૂપીઆની કીંમતનું એક ઉત્તમ પુસ્તક દર વરસે પ્રગટ કરવામાં આવશે. જો હાઇસ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓના વાલીઓ આ હાઇસ્કુલ ગ્રંથાવલિની યોજનાને અપનાવી લઇને, ગ્રંથાવલિના ગ્રાહક થશે તો દર વરસે અઢીસો કાયમના ગ્રાહક થશે. તે સિવાય અન્ય સંભાવિત ગૃહસ્થો આ પારમાર્થિક યોજનાને અપનાવી લઇ, ગ્રંથાવલિના ગ્રાહક થશે એવી આશા છે. બધા મળીને જો ફક્ત પાંચસોજ ગ્રાહક થાય તોપણ ગ્રંથા-વલિનું કાર્ય બીલકુલ અટકશે નહિ. ગ્રંથાવલિનું દશથી બાર ફરમાનું એક પુસ્તક છપાવતાં આ મહાયુદ્ધના સમયમાં રૂપીઆ છસો ખર્ચ થાય છે. અને તેમાં એક હજાર નકલ મેળાવી શકાય છે. જો પાંચશો નકલ ગ્રાહક વર્ગમાં વહેંચવામાં આવે અને બાકીની પાંચશો નકલ સાહિત્ય વિભાગના વીસથી પચીસ બુકસેલરોને ત્યાં તેમનાં પુસ્તકો પેટે ટ્રાન્સફર કરવામાં આવે તોપણ દર વરસે લગભગ ત્રણસોથી ચારસોનાં પુસ્તકો વિદ્યાર્થી પુસ્તકાલયમાં કાયમનાં વધેજ જાય છે.

ચાલુ વર્ષે ગ્રંથાવલિના પ્રથક પુસ્તક તરીકે "કવિ-કીર્તિ" નામનું પુસ્તક બહાર પાડવામાં આવશે. તે પુસ્તક ઉદારાત્મા શેઠશ્રી ગોરધનદાસ પુરૂષોતમદાસને સમર્પણ કરવામાં આવશે. તેમાં મહાકવિઓનાં જીવન અને કવનના સ્પષ્ટીકરણ સાથે નીચેના વિષયોનો સમાવેશ કરવામાં આવશે.

(૧) કવિ કોણ હોઈ શકે? (૨) આદ્યકવિ વાલ્મીકિ અને રામાયણ (૩) મહાકવિ કાળિદાસ અને વિક્રમોર્વશીય. (૪) મહાકવિ ભવભૂતિ અને

ઉતરરામ ચરિત. (૫) મહાકવિ હર્ષવર્ધન અને રત્નાવલી નાટિકા

આપશ્રીથી એ બાબત અજ્ઞાત નજ હોય કે પુસ્તકાલય એ અનુભવી જ્ઞાનનો ખજાનો છે અને પુસ્તકો એ મહાત્માઓની જીવતી પ્રતિમા છે. શાળા અને પુસ્તકાલય સરસ્વતી મંદીર છે અને દેશમાં તેની જરૂરિઆત છે. જેરિમ કોલિયર કહે છે કે "પુસ્તકો યુવાવસ્થામાં આપણને માર્ગ દર્શાવે છે ને વૃદ્ધાવસ્થામાં આનંદ આપે છે" જ્યોર્જ ડિલાર્ક તો એટલે સુધી કહે છે કે "ગ્રંથ એ મિત્ર રહિત માણસનો મિત્ર છે."

આપશ્રી અમારા વિદ્યાર્થી પુસ્તકાલયને ત્રણ રીતે મદદ કરી શકો તેમ છો.

૧. આપશ્રીને ત્યાંનાં પુસ્તકો ભેટ તરીકે સમર્પણ કરીને
૨. હાઇસ્કુલ ગ્રંથાવલિની યોજનાને યથાશકિત મદદ કરીને અને સ્નેહીવર્ગ પાસે મદદ કરાવીને.
૩. હાઇસ્કુલ ગ્રંથાવલિના કાયમના ગ્રાહક થઇને અને અન્યને ગ્રાહક બનાવવાના કાર્યમાં ઉત્તેજન આપીને.

અંતમાં હું આપશ્રીને મારા તરફથી, મારા શિક્ષક બંધુઓ તરફથી, અને હાઇસ્કુલમાં ભણી ગયેલા અને ભણતા વિદ્યાર્થીઓ તરફથી વિનંતી કરૂં છું કે આપશ્રી અમારી વિદ્યાર્થી પુસ્તકાલય માટેની યોજનાને અપનાવી લઇ યથાર્થ મદદ કરી આભારી કરશો એક મહા સંતના શબ્દોમાં આપને પુનઃ પણ એજ વિનંતી કરૂં છું કેઃ—

**"મર જાઉં માગુ નહિ અપને તનકે કાજ**
**પરમારથ કે કારણે માગું ન સમજું લાજ"**

લી. સેવક,

Sonawala
High School,
Mehmadabad.

M. B. Patel.
B. A. B. T.
Head-Master,

## શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઇસ્કુલ ગ્રંથાવલિની યોજના વિષે કેટલાક અભિપ્રાયોઃ—

ધીમ્યુનીસીપલ હાઇસ્કુલના હેડમાસ્તર સાહેબ, એમ. બી. પટેલ. મહેમદાવાદ

પેટલાદથી લી. રાજમિત્ર દાતાર શેઠ રમણલાલ કેશવલાલના જયશ્રી હરિ. આપનો પત્ર મળ્યો. આપના લખવા મુજબ રૂપીઆ પચીસનો ચેક આ સાથે મોકલ્યો છે, તે સ્વીકારશો. અને પુસ્તકાલય ફંડમાં જમા કરશો. પેટલાદ તા. ૯-૪-૪૧.

Sir,

Please find enclosed a cheque No. A.M. 446586for Rs. 25/ on Central Bank of India Ltd. Ahmedabad.

Yours faithfully,
K. N. Shah for
Tricumlal Bhogilal & Co.

The New Gommercial Mills Ltd. Ahmedabad 25-4-41

From Sheth Shree Ramanlal Lallubhai Moti Bag Ellis Bridge Ahmedabad.

Sir,

I am sending herewith a cheque No. 127826 for Rs. 25/ on the International Bank of India Ltd. Ahmedabad, as donation for the First Grhnthavali. Issue of your Boys' Library, which please accept and oblige I wish the projects every success. Ahmedabad 1-5-41.

Ramanlal Lallubhai.

K. M. Gandhi Esq. B.A. Advocate [o.s.] Bar-at-Law [London]

Bharati Nivas, Ahmedabad presents compliments to the Head Master, The Municipal High School Mehmadabad for the new scheme of the High School Granthavali and sends Rs. 25/ in the sweet memory of his deceased father Rao Saheb Maganlal Mohanlal Gandhi. 2-5-41 K. M. Gandhi

Mr. C. B. Desai—The Manager of the New High School Ahmedabad and the Secretary of the Ashmin Society Ellis-Bridge writes as follows:—

Dear Mr. Patel,

I appreciate your scheme for enriching the School Library. I am sending herewith a cheque for Rs. 25/, wishing your scheme every success.
13-5-41
C B. Desai

શેઠ ચીમનલાલ કાળીદાસ શાહ આસ્ટોડીઆ ચકલા અમદાવાદથી લખે છે કે તમારી ગ્રન્થાવલિની યોજનાને આવકારૂં છું. આ સાથે રૂપીઆ પચીસ આપું છું તે સ્વીકારશો. ૧૫-૫-૪૧.

શાહ ચંદુલાલ ગોકળદાસ જાવાવાળા અભિપ્રાય આપે છે કે ગ્રન્થાવલિની યોજના ઘણી સુંદર છે. વિદ્યાર્થી પુસ્તકાલયને અવશ્ય લાભ થશે. આ સાથે રૂપીઆ પચીસ આપું છું તે સ્વીકારશો. ૧-૪-૪૧

Shah Mathurdas Premchand of Mehmadabad writes as under. Your effort for Granthavali is nice. I send Rs. 25/ for the same.

Sheth Nandas Haridas, Vasant Bhuwan Shahi Bag, Ahmedabad, writes as follows:—

Dear Sir,

I am sorry I could not reply earlier on account of the riot trouble. I send Rs. 10/ by M. O. as my donation for your Boys' Library which please accept and acknowledge. 26-4-41.

Nanddas Haridas.

Sheth Rasiklal Nagari of Nagari Mills Ltd. Ahmedabad writes as follows:—

Rs. 11/ are remitted towards donation for your First Granthavali Issue of your Boys' Library. Kindly acknowledge receipt. 14-5-41.

Sheth Rasiklal Nagari.

Sheth Sakarlal Balabhai of Sarangpur Cotton Manufacturing Co. Ltd. Ahmedabad sends Rs. 11/ as a donation for Boys' Library. 8-5-41. C. M. Shah for Sarangpur Cotton Mfg. Co. Ltd. Ahmedabad

Sheth Chinubhai Madavlal Baronet sends Rs. 11/ by M. O. as donation for the Granthavali Issue. 14-5-41.

Secretary for
Chinubhai Madhavlal Baronet.

Sheth Madan Mohan Mangaldas of Ahmedabad sends Rs. 11/ by M.O. as donation for the First Granthavali Issue of Boys' Library. 14-5-41.

Secretary for
Sheth Madan Mohan Mangaldas

Mr. C. S. Joshi of Gagalbhai Jute Mills–Calcutta sends Rs. 10/ for our Granthavali scheme and presents compliments for the same. 15–5–41

Kantilal Kalidas Trivedi of Mehmadabad appreciates the Granthavali scheme and sends Rs.11/ 30-3–41.

Mr. C. M. Trivedi of Mehmadbad sends Rs. 10/ for the Granthavali Issue and wishes success in the attempt. 30–3-31.

Ambalal Madhavlal Docter of Mehmadabad sends Rs. 11/ in the sweet memory of his deceassed father. 2-4–41

આત્મારામ ભોગીલાલ ભાવસાર મહેમદાવાદ આ ગ્રંથાવલિની યોજના પસંદ કરે છે અને એમના પિતાશ્રીના સ્મરણાર્થે રુપીઆ અગીઆર ભેટ આપે છે. ૨-૪-૪૧

શેઠ કાન્તીલાલ મગનલાલ મહેમદાવાદ આ યોજના પસંદ કરે છે. અને તે નિમિત્તે પટેલ ખુશાલભાઇ ગોવીંદભાઈના ટ્રસ્ટ ફંડમાંથી રૂપીઆ અગીઆર આપે છે ૨-૫-૪૧.

Shantilal Chunilal Kothori of Mehmadabad appreciates the effort for the Granthavali Issue for Boys' Library and sends Rs. Rs. 11/ for the same. 16–5–41.

Chandrakant M. Desai of Mehmadabad likes the project of High School Granthavali and sends Rs. 11/ on the name of his father Desai Motilal Purushottamdas. 21–5-41.

Bansilal Bapalal Pandya—Jamindar and Shroff of Mehmadabad appreciates the effort for High School Granthavali and sends compliments for the same with Rs. 11/ as a donation wishing every success. 2-6-41.

Shankerlal Jivanlal Vyas of Mehmadabad likes the scheme of the Granthavali for the Boys' Library and sends Rs. 11/ 2-6-41

M/s. Amritlal Ojha & Co. Ltd. Culcatta sends Rs. 11/ as donation for the First Granthavaii Issue of Boys' Library by M.O. wishing every success. 29-5-41.

હાઇસ્કુલના માજી સાયન્સ શિક્ષક ડભાણના પટેલ નરસિંહભાઇ કુશાભાઇ હાઇસ્કુલની લાયબ્રેરી માટેની ગ્રંથાવલિની યોજના અંતઃકરણપૂર્વક વખાણે છે. અને રૂપીઆ પચીસ તે નિમિત્તે આપે છે. તા. ૧૫-૪-૪૧

ખાન સાહેબ બદુભાઇ સાહેબભાઇ રીટાયર્ડ પોલીસ ઇન્સ્પેક્ટર સાહેબ મહેમદાવાદ ગ્રંથાવલિની યોજનાને અનુમતિ આપે છે અને આ યોજનાની સફળતા માટે રૂપીઆ દશ આપે છે. તા ૨-૬-૪૧,

## કવિ-કીર્તિના આશ્રયદાતા.

| | | |
|---|---|---|
| ૨૫-૦-૦ | રાજમિત્ર દાતાર શેઠશ્રી રમણલાલ કેશવલાલ | પેટલાદ |
| ૨૫-૦-૦ | શેઠશ્રી ત્રીકમલાલ ભોગીલાલ | અમદાવાદ |
| ૨૫-૦-૦ | શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ | ,, |
| ૨૫-૦-૦ | શ્રીમાન કનૈયાલાલ મગનલાલ ગાંધી બી એ. બાર-એટ લૉ (લંડન) | ,, |
| ૨૫-૦-૦ | શ્રીમાન ચીમનલાલ ભોગીલાલ દેસાઇ બી. એ. | અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| ૨૫-૦-૦ | ,, | ચીમનલાલ કાળીદાસ શાહ | અમદાવાદ |
| ૨૫-૦-૦ | ,, | ચંદુલાલ ગોકળદાસ જાવાવાળા | મહેમ'ાવાદ |
| ૨૫-૦-૦ | ,, | મથુરભાઇ પ્રેમચંદ શાહ | ,, |
| ૨૫-૦-૦ | ,, | નરસિંહભાઇ કુલાભાઈ પટેલ બી એ. એસ. સી. | ડભાણ |
| ૧૦-૦-૦ | શેઠશ્રી | નન્દદાસ હરિદાસ વસન્ત ભુવન | અમદાવાદ |
| ૧૧-૦-૦ | ,, | રસીકલાલ ચીમનલાલ નગરી | ,, |
| ૧૧-૦-૦ | ,, | સાકરલાલ બાલાભાઈ | ,, |
| ૧૧-૦-૦ | ,, | ચીનુભાઇ માધવલાલ બેરોનેટ | ,, |
| ૧૧-૦-૦ | ,, | મદનમોહન મંગળદાસ | ,, |
| ૧૦-૦-૦ | શ્રીમાન | ચીમનલાલ શંકરલાલ જોષી | કલકત્તા |
| ૧૦-૦-૦ | ,, | ચીમનલાલ મગનલાલ ત્રિવેદી બી. એ. | મહેમદાવાદ |
| ૧૧-૦-૦ | ,, | કાન્તીલાલ કાળીદાસ ત્રિવેદી | ,, |
| ૧૧-૦-૦ | ડોકટર | અંબાલાલ માધવલાલ | ,, |
| ૧૧-૦-૦ | શ્રીમાન | આત્મારામ ભોગીલાલ ભાવસાર | ,, |
| ૧૧-૦-૦ | શેઠશ્રી | કાન્તીલાલ મગનલાલ ગોળવાળા | ,, |
| ૧૧-૦-૦ | શ્રીમાન | શિવાભાઈ રામદાસ પટેલ | વાંઠવાળી |
| ૧૧-૦-૦ | ,, | શાન્તિલાલ ચુનીલાલ કોઠારી | મહેમદાવાદ |
| ૧૧-૦-૦ | ,, | ચન્દ્રકાન્ત મોતીલાલ દેસાઈ | ,, |
| ૧૧-૦-૦ | ,, | બંસીલાલ બાપાલાલ પંડયા | ,, |
| ૧૧-૦-૦ | ,, | શંકરલાલ જીવણલાલ વ્યાસ | ,, |
| ૧૧-૦-૦ | મેસર્સ | અમૃતલાલ ઓઝા એન્ડ કું. | કલકતા |
| ૧૦-૦-૦ | ખાન સાહેબ | બડુભાઇ સાહેબભાઇ | મહેમદાવાદ |
| ૫-૦-૦ | શ્રીમાન | રસીકલાલ અમુલખરાય શાહ | ,, |
| ૫-૦-૦ | ,, | રસીકલાલ રતનલાલ મહેતા | કલકતા |
| ૫-૦-૦ | ,, | છોટાલાલ ભુપતસિંહ બ્રહ્મભટ | મહેમદાવાદ |

| | | |
|---|---|---|
| ૫-૦-૦ | ,, કુલશંકર જીવરામ પુરોહીત | કરોલી |
| ૫-૦-૦ | ,, હિંમતલાલ નરશીદાસ ડોકટર | અહેમદાવાદ |
| ૫-૦-૦ | ,, રમણલાલ પી. ગાંધી ડોકટર | ,, |
| ૨-૮-૦ | ,, રણછોડલાલ ખેમચંદ | માંકવા |
| ૫-૦-૦ | ,, નટવરલાલ નાનાલાલ શાહ | ,, |
| ૫-૦-૦ | વૈદ્યરાજ માણેકધર મણીધર | અહેમદાવાદ |
| ૫-૦-૦ | શ્રીમાન જીવણલાલ પુરૂષોતમ પરી. | ,, |
| ૫-૦-૦ | ,, પુરૂષોતમદાસ મગનલાલ પરી. | ,, |
| ૫-૦-૦ | શેઠશ્રી ગોરધનદાસ છગનલાલ | ,, |
| ૫-૦-૦ | ,, જેઠાલાલ મોહોલ્લાલ | ,, |
| ૫-૦-૦ | શ્રીમાન રમણલાલ ચુનીલાલ | ,, |
| ૫-૦-૦ | ,, ડાહ્યાભાઈ કાળીદાસ પંચાલ | ,, |
| ૫-૦-૦ | ,, મણીલાલ પ્રાણવલ્લવદાસ | ,, |
| ૩-૦-૦ | ,, ચંદુલાલ પુંજાલાલ શાહ | ,, |
| ૩-૦-૦ | ,, મોહનલાલ છોટાલાલ ભટ | ,, |
| ૫-૦-૦ | ,, જેઠાભાઇ મીઠાભાઇ પટેલ | વાંદવાળી |
| ૫-૦-૦ | ,, પુરૂષોતમદાસ શામળદાસ પટેલ | ,, |
| ૫-૦-૦ | ,, ચુનીલાલ ઝવેરભાઇ પટેલ | ,, |
| ૫-૦-૦ | ,, ચતુરભાઇ ઓત્તમભાઇ પટેલ | ,, |
| ૫-૦-૦ | ,, પરભુદાસ શંકેરભાઇ | ,, |
| ૫-૦-૦ | ,, છોટાભાઈ બાવાભાઇ પટેલ | હરેરી |
| ૫-૦-૦ | ,, શનાભાઇ સોમાભાઈ ,, | ,, |
| ૫-૦-૦ | ,, કેશવલાલ વાલજીભાઈ ઠક્કર | વીરોલ |
| ૫-૦-૦ | ,, રણછોડલાલ અમૃતલાલ શાહ | અહેમદાવાદ |
| ૫-૦-૦ | ,, અંબાલાલ મોતીભાઈ પટેલ | સાંણેજ |

| | | | |
|---|---|---|---|
| ૫–૦–૦ | શ્રીમાન | રણછોડલાલ હરીલાલ મોદી | માંકવા |
| ૫–૦–૦ | ,, | મગનલાલ લલ્લુભાઇ શાહ | ,, |
| ૫–૦–૦ | ,, | વાડીલાલ ગોરધનદાસ શાહ | ,, |
| ૫–૦–૦ | ,, | ત્રીકમલાલ રાયચંદ શાહ | ,, |
| ૫–૦–૦ | ,, | મોતીચંદ રાયચંદ શાહ | ,, |
| ૫–૦–૦ | ,, | ભગવાનદાસ હ. દલાલ આસી. ડાયીંગ માસ્તર શ્રી લક્ષ્મી કોટન સીલ્ક મીલ્સ | મુંબઇ |
| ૨–૦–૦ | ,, | ચીમનલાલ ભોગીલાલ શાહ ફોલ્ડીંગ સુપરવાઈઝર શ્રી લક્ષ્મી સીલ્ક મીલ્સ. | મુંબઇ |
| ૫–૦–૦ | ,, | ઓચ્છવલાલ સાંકળચંદ શાહ | મહેમદાવાદ |
| ૫–૦–૦ | | ડૉ. ચંદ્રકાન્ત માણેકલાલ | ,, |
| ૫–૦–૦ | | શ્રીમાન જયંતીલાલ ભાઈલાલ | ,, |
| ૫–૮–૦ | ,, | મોતીલાલ વિઠ્ઠલદાસ | ,, |
| ૬૦૫–૦–૮ | | | |

## કવિ-કીર્તિની આવક—જાવકનો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૬૦૫) કવિ-કીર્તિ પ્રસિદ્ધી દાન ખાતેઃ | રૂ. ૩૭) પહોંચબુકો ગ્રંથાવલિનાં વિનંતીપત્રો તથા સ્ટેશનરી વિગેરેના |
| | ૨૦૫) સુપીરીઅર ડ્રોઈંગ કેટ્રીજ એન્ગાલ પેપર મીલના કાગળ છપ્પન રતલી સાઇઝ ૨૨×૩૦ અગીઆર રીમના વિનોદરાય ની કંપની સુરત |
| | ૭॥≈ છપામણીના ખુટતા નવા કાગળો રૂા. ૨૨) રીમના દરે સાત ધાના કાગદી સમસુદીન નુરભાઈ પાસેથી ખરીદેલા |

૧૦૧) કવિ-કીર્તિની અગીઆરસો નકલની છપામણીના ફોર્મ ૧૬ પેજી ફરમા એકના રૂપીઆ દશ લેખે.
૨૫) કટીંગ, ફોલ્ડીંગ મેળવણી તથા કવર ઉપરની છપામણીના
૫૦) પાંચ ચિત્રોના બ્લોકના તથા આર્ટ-પેપરના તથા તેની છપામણીના સરૈયા આર્ટ પ્રીન્ટરીને.
૧૪૯) ક્લોથ બાઈન્ડીંગ અગીઆરસો નકલના
૨૧) કવર પેજ ટાઇટલના
૪૭।।।~ ટપાલ ખર્ચ ખાતે
૬૪।। ભાડું, તુર તથા પરચુરણ ખર્ચ ખાતે

રૂ ૭૦૦




હિસાબ કરતાં આ પુસ્તક પેટે રૂપીઆ ૯૫) અંકે પંચાણું ખોટના આવે છે.

## શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાલા હાઇસ્કુલનું મેટ્રીકનું પરીણામ

ચાલુ સાલે ઓગણત્રીસ વિદ્યાર્થીઓ મુંબાઇ યુનિવર્સિટિની મેટ્રીકની પરીક્ષામાં બેઠા હતા તેમાંથી નીચે જણાવેલા અગીઆર વિદ્યાર્થીઓ ફત્તેહમંદ થયા છે. પરીણામ ૩૮ ટકા આવ્યું છે.

૧ કોઠારી ધીરજલાલ રણછોડલાલ
૨ શાહ મધુસુદન મોતીલાલ
૩ પંડયા રમણલાલ છોટાલાલ
૪ ભાવસાર અમૃતલાલ શંકરલાલ
૫ કાછીયા છોટાલાલ પાનાચંદ
૬ વ્યાસ જયંતીલાલ છગનલાલ
૭ પટેલ મંગળભાઈ મોતીભાઈ
૮ ભંડારી શાન્તિલાલ લલ્લુભાઇ
૯ ત્રિવેદી રમેશ શંકરલાલ
૧૦ શાહ વાડીલાલ શનાલાલ
૧૧ ગાંધી છોટુમીયાં રસુલમીયાં

આ સિવાય નીચે જણાવેલા બે એકસ વિદ્યાર્થીઓ ફત્તેહમંદ થયા છે.

૧ શાહ કનુભાઇ ગોકળદાસ ૨ શાહ રજનીકાન્ત મણીલાલ

ૐ शान्ति। शान्ति। शान्ति।